૨૭૫૫

# પ્રશ્નોત્તર

હંટર કૃત.

હિંદના લોકના ટુંકા ઇતિહાસનો

છપાવી પ્રસિદ્ધ કર્તા

પટેલ ચતુરભાઈ મોતીભાઈ

# પ્રશ્નોત્તર.

હંટર કૃત

# હિંદના લોકના ટુંકા ઇતિહાસનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પટેલ. ચતુરભાઇ મોતીભાઇ.

આવૃતિ ૧ લી.

( सने १८८६ )



કીંમત ૩૦—૫— ૦

નડિયાદમાં

"ન્યુ" ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં

છાપી પ્રસિદ્ધ કર્યું.

---

૨૭૫૫

# પ્રશ્નોતર.

## પ્રકરણ ૧ લું.

પ્ર. હીંદુસ્થાનનો આકાર કેવો છે તથા એની સીમા બોલો ?

ઉ. હીંદુસ્થાન ત્રીકોણ આકારે છે અને એની ઉત્તરે હિમાલય પર્વતો; પશ્ચિમે હિંદી માહાસાગર અડકેલો છે. પૂર્વે ઘણા ખરા ભાગ ઉપર બંગાળી અખાત આવેલો છે. દક્ષિણે હિંદીમાહાસાગર છે.

પ્ર. હિંદુસ્થાનના વાવ્ય ખુણામાં અને ઇશાન ખુણામાં કયા કયા ભાગ છે ?

ઉ. અફગાનીસ્તાન અને બલુચીસ્તાન વિગરે મુસલમાની ધર્મ પાળનારા મુલક વાવ્ય ખુણામાં; અને બૌધ ધર્મી ( બ્રહ્મીરાજ્ય ) ઇશાન ખુણમાં છે.

પ્ર. હિંદનો વિસ્તાર અને લંબાઇ પોહોળાઈ કેટલી છે?

ઉ. આઠથી છત્રીસ ઉત્તર અક્ષાંસ સુધી એટલે વિષુવ વૃત્તના અતિ ઉષ્ણ પ્રદેશોથી તે સમશીતોષ્ણ કટીબંધમાં ઘણે દૂર સુધી છે.

પ્ર. હિંદની હાલની રાજધાની કયી અને તે ક્યાં આવી છે?

ઉ કલકત્તા હુંગલી નદી ઉપર ૮૮° પૂર્વ રેખાંશ ઉપર છે.

પ્ર. કલકત્તામાં સુર્ય કેટલા વાગે આથમે અને તે વખતે ઇંગ્લાંડમાં કેટલા વાગે વારૂ?

ઉ છવાગે અને ઇંગ્લાંડમાં તે વખતે બપોર હોય એટલે બાર વાગી જાય.

પ્ર. હિંદનું ક્ષેત્રફળ કેટલું છે અને વસ્તી કેટલી છે?

ઉ ક્ષેત્રફળ લગભગ ૧૫ લાખ ચોરસ માઇલ અને વસ્તી ( ૨૫૫ ) સાડીપચીસ કરોડ માણસની છે

પ્ર. હિંદના સ્વભાવીક કેટલા પ્રદેશ માલમ પડે છે અને તે કયા ક્યા?

ઉ. એક હિમાલયનો પ્રદેશ. બીજો હિમાલયની તળેટીથી દક્ષિણ તરફ ફેલાતો પ્રદેશ. ત્રીજો વિભાગ એ બીજા પ્રદેશની દક્ષિણનો ત્રણ બાજુ વાળો પાચર પ્રદેશ એટલે આખા હિંદની દક્ષિણનો અર્ધ ભાગ એમાં આવી જાયછે.

પ્ર. હિંમાલય એટલે શું? અને તેનું ઊંચામાં ઊંચુ શિખર કયું અને તેની ઊંચાઈ કેટલી?

ઉ. હિમ એટલે બરફ; આલય એટલે ઠેકાણું એટલે બરફને રહેવાની જગા. એવરેસ્ટ. સૌથી ઊંચું શિખર અને એની ઊંચાઈ ૨૯૦૦૨ ફુટ છે.

પ્ર. હિમાલયની ખીણોમાં પાણી ક્યાંથી આવે છે?

ઉ. એ પર્વતમાં મોટાં મોટાં બરફનાં મેદાનો છે તે ગરમીને લીધે એ ખીણોમાં ધસી પડેછે તથા બીજાં મોટાં મોટાં ઝરણાંથી પાણી તેમાં એકઠું થાય છે.

પ્ર. એ બરફનાં મેદાનોનું કંઇ માપ કાઢયું છે?

ઉ. હા, મોટામાં મોટું એક મેદાન લગભગ ૬૦ મૈલ છે બીજાં એથી નાના ઘણાં છે.

પ્ર. હિમાલયનાં વિકટ મેદાનો શા વડે ઓળંગી શકાય છે?

ઉ. ઘેટાં અને હિમાલયમાં યક નામે ગાયો થાય છે તે વડે.

પ્ર. હિંદની વાવ્ય અને ઇશાન ખુણની સરહદોનો કુદરતી બચાવ શા વડે થાયછે?

ઉ. બંને તરફ હિમાલયની શાખાઓથી.

પ્ર. ઇશાન તરફ કઇ શાખા આવી?

ઉ. નાગ અને પટકોઈ નામે ડુંગરો જે બ્રીટીશ મુલક અને ઉપલા બ્રહ્મદેશની વચ્ચે છે તે.

પ્ર. વાવ્ય તરફ હિમાલયની કયી શાખા આવેલી છે?

ઉ. હાલા પર્વતો છે જેને સફેદ કોહ અને સુલેમાન પર્વતો પણ કહેછે.

પ્ર. એઓમાં થઇ પેલી તરફ જવાના રસ્તા કીયા છે?

ઉ. ૧. ખૈબર ઘાટ ૨. કુરમ ઘાટ ૩ ગ્વાલરી ઘાટ ( ડેરાઇસ્માઇલખાન પાસે ) ૪. બોલન ઘાટ.

પ્ર. હિમાલય શું કામ કરે છે?

ઊ. એ પર્વત શત્રુઓને હિંદમાં આવતાં અટકાવે છે તથા હિંદના લોકને અન્ન અને ધન મેળવવાને સાધન પુરૂં પાડે છે ગરમ દેશોને માટે પાણીનો સંચય કરે છે દરિયામાં નિરંતર થતી વરાળને જુન માસમાં વરસાદ રૂપે પાછી લાવે છે અથવા બરફ રૂપે પોતાપર રાખે છે. નદી રસ્તે ખેતરોમાં રેલલાવી જમીન ફળદ્રુપ કરેછે વગેરે.

પ્ર. હિંદના કયા ભાગમાં વધારે વરસાદ પડેછે?

ઊ. આશામમાં ચેરીઆપુંજી આગળ.

પ્ર. હિમાલયની નીપજ કહો.

ઊ જંગલમાં ઉગનારો કાઠ. દેવદાર. અને વાંસનાં ઝાડ, લીલ, ફર્ન છોડ. રૂતી બાજરી. ઈમારતી લાકડાં અને કોયલા એ સીવાય બાજરી બટાટા, જવ. બીજાં શાક. અને મધ પણ થાયછે.

પ્ર. હિમાલયના વગડાઉ લોકો શી રીતે ખેતી કરે છે?

ઊ. તેમની પાસે હળ અને બળદ હોતા નથી તેથી તે પ્રથમ જંગલને બાળી નાંખે છે અને ચાંચવે જમીન ખોદી એક પછી એક પાક ઉતાવળે પકવીને જમીનને કસ વગરની કરી નાંખે છે. ત્યાંથી વળી બીજી જગાએ જાયછે અને ત્યાં પણ પેહેલાં પ્રમાણે વરતે છે.

પ્ર. સિંધુ સતલજ બ્રહ્મપુત્રા ને ગંગા નદીનાં મૂળ કયાં છે અને કઇ દિશાએ વહે છે અને તે દરેકની લંબાઈ કેટલી?

ઊ. એઓનાં મૂળ હિમાલયમાં પાસે પાસે છે સીંધુ અને સતલજ પ્રથમ આથમણી દિશાએ વહે છે પછી હિમાલય ઓળંગી દક્ષિણ તરફ વહે છે એમની લંબાઇ ૧૮૦૦ મૈલ છે બ્રહ્મપુત્રા પૂર્વ તરફ આસામમાં જઇ દક્ષિણ તરફ વહેછે એની લંબાઇ ૧૮૦૦ મૈલ છે ગંગા નદી પણ હિમાલયમાંથી નીકળે છે અને તેની લંબાઇ ૧૫૦૦ મૈલ છે.

પ્ર. હિંદના બીજા પ્રદેશનો વિસ્તાર બોલો?

ઊ પૂર્વે બંગાળી અખાતથી પશ્ચિમે હિંદી મહાસાગર સુધી.

પ્ર એમાં આવેલા પ્રાંતનાં નામશાં અને એની વસ્તી કેટલી?

ઊ નીચલો બંગાળા. આશામ. અયોધ્યા. વાવ્ય પ્રાંતો. પંજાબ. સીંધ રજપુતસ્થાન અને બીજાં નાનાં દેશી રાજ્યો. વસ્તી લગભગ ૧૫ કરોડની છે

પ્ર એ પ્રદેશ શા વડે રસાળ થાયછે?

ઊ. પૂર્વ ભાગ બ્રહ્મપુત્રાથી. પશ્ચિમ બાજુનો ભાગ સિંધુ નદીથી; અને મધ્ય ભાગ ગંગા અને તેને મળનારી નદીઓથી.

પ્ર ગંગા અને જમનાં નદીને લોકો પવિત્ર માને છે તેનું કારણ શું હશે?

ઊ મુખ્ય કારણતો એછેકે ઊત્તર હિંદુસ્તાનના ઘણા ખરા ભાગને તેઓ રસાળ કરેછે માટે તેને પુજવાનો ચાલ અસલથી પડેલો જણાય છે.

પ્ર. ગંગા અને જમનાંની જાત્રાએ જનારા હિંદુઓ શું માને છે?

ઊ. ગંગા મૈયામાં નાહાવાથી આખા જન્મારાનું પાપ ધોવાઈ જાયછે ઘણા ભાવિક હિંદુતો એવી આશામાં મરણ પામે છે કે તેની રાખ ગંગા જળ વડે સાગરમાં જાય.

પ્ર નદીઓનો મુખ્ય ઉપયોગ શો છે?

ઊ. પ્રથમતો નદીઓ જમીન ઉત્પન્ન કરેછે પછી તેને રસાલ કરેછે અને છેવટે તેની ઉપજ જળ મારગે દેશ દેશાવર લઈ જાયછે

પ્ર. ગંગાની સ્વભાવિક કેટલી અવસ્થા આપણા જોવામાં આવેછે?

ઊ. બે. પેહેલી અવસ્થામાં તે હિમાલયની ખીણોને તળીએ વહેછે. અને બંને તરફના દેશનું પાણી અને કાદવ તથા વેહેળા તેમાં ભળેછે એમ પાણી અને ચરાના વધારા સહિત તે વેહેતી વેહેતી નીચલા બંગાળાના મધ્ય ભાગમાં આવેછે ત્યાંથી તેની બીજી અવસ્થા શરૂ થયેલી જણાયછે કારણ કે મેદાનોની એક સરખી સપાટીને લીધે તેના વેગનો અટકાવ થાયછે અને તેથી તેના પ્રવાહના ફાંટા પડી શાખાઓ થઈ ગયેલી નજરે પડેછે.

પ્ર. ડેલ્ટા એટલે શું અને તે શીરીતે બનેછે?

ઊ. મુળની દોડતી નદી કાદવ કચરો લાવે તે તેની શાખાઓના ધીમા વે

અને સીધે આગળ લઇ જવાતો નથી તેઓ એ કાદવ કચરાને કાંઠા ઉપર મૂકી દેછે તેના બદામ આકારે બેટ બનેછે તે ડેલ્ટા કહેવાયછે.

પ્ર. બંગાળામાં હમેશાં સારા પાક શાથી ઉતરતા હશે?

ઉ. ઉત્તર હિંદની વેહેતી આવતી નદીઓ તેની આસ પાસના મુલકમાં સ્વભાવિક ખાતર હમેશાં પુરેછે તેથી.

પ્ર. એ નદીઓથી શું નુકશાન થાયછે?

ઉ. તેના બળના મહત્વે કરીને ભયંકાર આફતો આવી પડેછે ઘણું કરીને જ્યારે તેમાં રેલ આવેછે ત્યારે લોકોનાં ઢોર, ભરી મુકેલું અનાજ, ઘરાં અને ઝુંપડાં અને વખતે માણસો તણાઇ જાયછે.

પ્ર. એ નદીઓ વાળા પ્રદેશમાં વરસમાં કેટલીવાર પાક ઉતરે છે અને તે કયો કયો?

ઉ. વસંત રૂતુમાં કઠોળ, તેલી બીયાં, અને લીલોતરી; ભાદરવામાં ડાંગર નો બહોળો પાક અને આસો કારતકમાં, ડાંગર અને બીજાં અનાજ નો પાક થાયછે.

પ્ર. બંગાળામાં કેટલી જાતની ડાંગર થાયછે? અને બીજો કયો કયો પાક થાયછે?

ઉ. પચાસ જાતની ડાંગર થાયછે અને તે સીવાય શેરડી, તેલીબીયાં, કપાસ, તમાકુ ગળી અને ઘણી કીમતી મસાલા અને રંગ વગેરે થાય છે; કાશી અને પટણા નજીક અફીણ થાયછે એ સિવાય નાળીએર, સોપારી શણ અને શેતુરનાં ઝાડ નીપજેછે.

પ્ર. હિંદના ત્રીજા વિભાગમાં કયા કયા ભાગ આવી જાયછે?

ઉ. મધ્યપ્રાંતો, વરાડ, મદ્રાસ ઇલાકો, મુંબઇ ઇલાકો, મહીસુર, સીંધીયા, હોલકર, નિઝામ અને બીજાં ખંડીયાં સંસ્થાન.

પ્ર. એ ત્રીજા વિભાગની હદ બોલો?

ઉ. ઉત્તરે નદીઓ વાળો બીજો પ્રદેશ. પૂર્વે પૂર્વ ઘાટ, પશ્ચિમે પશ્ચિમ ઘાટ ના પર્વતો, અને દક્ષિણે સમુદ્ર છે.

પ્ર. વચલા ભાગની પશ્ચિમે અને પુર્વે કયા પર્વતો છે?

ઉ. પશ્ચિમે આબુ, જે શ્રાવકોના તિર્થને માટે પ્રખ્યાત છે અને પુર્વ ભણી અરવલી, વિંધ્યાચળ, સાતપુડા કૈમુર અને પારસનાથ વગેરે છે

પ્ર. એ પારસનાથ શા માટે પ્રખ્યાત છે?

ઊ. જૈન લોકોની તીર્થની જગા છે.

પ્ર. પૂર્વઘાટ અને પશ્ચિમ ઘાટના પર્વતો ક્યાં છે અને ઘાટ એ નામ શા ઉપરથી પડયું ને એમાં મૂખ્ય પર્વત કયોછે અને તેનું ઊંચામાં ઊંચું શિખર કયું છે?

ઊ. મદ્રાસ ઇલાકામાં પૂર્વ ઘાટ અને મુંબઇ ઇલાકામાં પશ્ચિમ ઘાટછે નદી ઓના આરા બાંધેલા તથા પર્વતોમાં જવા આવવાના રસ્તા બાંધેલા તેથી ઘાટ નામ પડયું છે. એમાં મુખ્ય પર્વત નીલ ગીરી છે. એનું સૌથી ઊંચું શિખર દોદા બેત્તા છે.

પ્ર મદ્રાસ ઇલાકાની ઉનાળાની રાજધાની કયી અને ક્યાં આવી?

ઊ. નીલગરીમાં ઉત્તકમંદ. એ દરિઆની સપાટીથી સાત હજાર ફુટ ઊંચું વસેલું છે.

પ્ર. દક્ષિણ ઉંચ ભૂમીમાં મોટી મોટી કયી નદીઓ છે અને તે ક્યાંથી નીકળી કઈ તરફ કેને મળે છે?

ઊ. ૧ નર્મદા એ વિંધ્યાચળમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળેછે. ૨ તાપી એ સાત પુડામાંથી નીકળી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. ૩ ગોદાવરી પશ્ચિમ ઘાટમાંથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળી અખાતને મળેછે. ૪ કૃષ્ણા એ પણ પશ્ચિમ ઘાટમાંથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળી અખાતને મળેછે. ૫ કાવેરી એ પણ પશ્ચિમ ઘાટમાંથી નીકળી પૂર્વ તરફ બંગાળી અખાતને મળે છે.

પ્ર. દક્ષિણ ઉંચ ભુમિના જંગલમાં કીયાં કીયાં ઝાડ અને તે ભૂમિમાં શો પાક થાયછે?

પ્ર. સાલ, અબનુસ, સીસવ, (સીસમ) સાગ અને તાડ વગરે ઝાડ થાયછે અને પાકમાં ઘઊં, જુવાર. બાજરી તમાકુ. કપાસ, શેરડી અને કઠોળ વગેરે થાયછે.

પ્ર. ઇરાવદીની ખીણમાં શું મળેછે?

ઊ. કેરો સીન તેલના ઝરા છે.

પ્ર. ટેનાસરીમ પ્રાંતમાં કયા ખનિજ પદાર્થ નીકળેછે ?
ઊ. કલાઈ. લોઢું. સોનું તાંબુ. ચુનાનો પથ્થર વગેરે.
પ્ર. બ્રહ્મ દેશની મુખ્ય પેદાશ અને નીકાશ કઈ છે?
ઊ. પેદાશમાં તમાકુ અને નિકાશમાં ઇમારતી લાકડાં. કોયલા અને ચોખા.

---

## પ્રકરણ ૨ જું.

પ્ર. હિંદમાં કેટલી પ્રકારનાં રાજ્યો છે ને તે કયાં કયાં?
ઊ. બે પ્રકારનાં ૧ બ્રિટિશ રાજ્યો. ૨ દેશી રાજ્યો.
પ્ર. છેલ્લા સન ૧૮૮૧ માં વસ્તીની ગણતરી કેટલી હતી.
ઊ. સાડી પચીસ કરોડ માણસની એટલે જ્યારે રોમનું રાજ્ય પૂર્ણ કળાએ હતું ત્યારે તેની જે વસ્તી હતી તેના કરતાં લગભગ બમણી.
પ્ર. રોમના રાજ્ય વખતે હિંદનાં દેશી રાજ્યની હાલત કેવી હતી? અને હાલ કેવી છે?
ઊ. તે વખતે હિંદના દેશી રાજાનાં માન અને હક જાળવવામાં આવતા તે કરતાં હાલમાં ઇંગ્રેજ સરકાર તેમનાં માન અને હક ઘણી સારી રીતે જાળવે છે.
પ્ર. હિંદના કેટલા ભાગમાં દેશી રાજા, અને કેટલા ભાગમાં ઇંગ્રેજ સરકાર અમલ કરેછે? અને તે દરેક ભાગની વસ્તી કેટલી?
ઊ. લગભગ $\frac{1}{3}$ ભાગમાં દેશી રાજા, અને બાકીનામાં ઇંગ્રેજ સરકાર, દેશી રાજ્યોની વસ્તી પાા કરોડ અને ઇંગ્રેજી મુલકની આશરે ૨૦ કરોડની છે.
પ્ર. દેશી ભૂપતિઓ, પોતાના મુલક ઉપર શી રીતે અમલ કરેછે?
ઊ વાઇસિરાય (ગવરનર જનરલ) ના નીમેલા બ્રિટિશ રેશિડેન્ટની મદદથી અને તેમની સલાહ પ્રમાણે.
પ્ર. બધા દેશી રાજાઓ સરખો અધિકાર ભોગવતા હશે?
ઊ ના. કેટલાકતો પોતે સ્વતંત્રછે. અને કેટલાકને ઓછો અધિકાર છે. જેઓ મોટા છે તેઓ પોતાની રૈયતને દેહાંત દંડની શિક્ષા કરી શકેછે
પ્ર. દેશી રાજાને પોતાની રૈયત ઉપર ઇંગ્રેજ સરકાર જુલમ કરવા દેછે?
ઊ. ના તે વખતે ઇંગ્રેજ સરકાર વચ્ચે પડી થતો જુલમ અટકાવે છે.

અને વખતે પદભ્રષ્ટ કરવાની જરૂર જણાય તો તેમ પણ કરેછે.

પ્ર. બ્રિટિશ રાજ્યના કેટલા અને કયા ભાગ છે? અને તેમના ઉપર કેનો અધિકાર છે?

ઊ બાર. (૧) મદ્રાસ ઇલાકો (૨) મુંબાઈ ઇલાકો (૩ બંગાળા ઇલાકો (૪) પંઝાબ ઇલાકો (૫) વાયવ્ય પ્રાંતો (૬) અયોધ્યા પ્રાંત (૭) મધ્યપ્રાંતો (૮) બ્રિટિશ બ્રહ્મ દેશ (૯) આશામ (૧૦) વરાડ (૧૧) અજમેર (૧૨) કુર્ગ. આ દરેક ભાગ ઉપર ગરનર કે મુખ્ય અધિકારી અમલ ચલાવે છે.

પ્ર વોઇસરાય (ગવરનર જનરલ) ગવરનર અને લેફ્ટેનંટ ગવરનની નીમણુક કોણ કરેછે?

ઊ. વોઇસરાય અને ગવરનરની નીમણુક ઇંગ્લાડમાં મહારાણી કરે છે. અને લેફ્ટેનંટ ગવરનરની નિમણુક હિંદ સરકાર–સ્ટેટ સેક્રેટરીની મંજુરીથી કરેછે.

પ્ર. એ શિવાય બીજા અમલદારોની નિમણુંક કોણ કરે છે?

ઊ. હિંદ સરકાર એટલે ગવરનર જનરલ.

પ્ર. બ્રિ[illegible]શ રાજ્યના બાર ભાગના મુખ્ય અધિકારીનાં નામ કહો?

ઊ [illegible]ાસ ઇલાકો અને મુંબાઈ ઇલાકો એ દરેક ઉપર એક એક ગવરન[illegible]છે. બંગાળા પંઝાબ અને વાવ્ય પ્રાંતો એ દરેક ઉપર એક એ[illegible] અયોધ્યા. મધ્યપ્રાંતો. આશામ, અને [illegible] એ[illegible] એક ચીફ કમીશ્નર હોયછે. [illegible]જમેર અ[illegible] અકેકો કમીશ્નર હોયછે.

પ્ર [illegible] રાજ્યો કેટલાં [illegible] કયાં છે?

ઊ બાર (૧) રજપુસ્થાન; (૨) હૈદ્રાબાદ. (૩) મધ્યહિંદ એજનસી. અને બુદેલખંડ. (૪) વડોદરા, (૫) મહિસુર, (૬) મણિપુર, (૭) મુંબઇ, સરકારના તાબાનાં દેશી સંસ્થાન, (૮) મદ્રાસ સરકારના તાબાનાંદેશી સંસ્થાન.(૯ બંગાળા ઇલાકાના તાબાનાં દેશી સંસ્થાન.(૧૦)પંઝાબ સરકારના તાબાનાંદેશી સંસ્થાન. (૧૧) વાવ્ય સરકારના તાબાનાં દેશી સંસ્થાન. (૧૨) મધ્ય પ્રાંતના સરકારના તાબાનાં દેશી સંસ્થાન.

પ્ર૦ એ બારે સંસ્થાન કોના કોના તાબામાં સોંપ્યાં છે?

ઉ૦ પહેલાં પાંચ એટલે રજપૂતસ્થાન, હૈદ્રાબાદ. મધ્યહિંદ એજન્સી, અને બુંદેલખંડ. વડોદરા. મહીસુર, એ ગવરનર જનરલ ઇન કૌંસીલના તાબામાં છે. બાકીનાં સ્થાનિક સરકારને તાબે છે.

પ્ર૦ હિંદમાં ઇંગ્રેજ સરકાર સિવાય બીજી કઈ યુરોપી પ્રજાનાં સંસ્થાનછે?

ઉ૦ ફ્રેંચ અને પોર્તુગીઝ લોકોનાં સંસ્થાન છે.

પ્ર૦ હિંદમાં અને ઇંગ્લાંડમાં દર ચોરસ મૈલે સરાસરી વસ્તીનું પ્રમાણ કેટલું છે?

ઉ૦ હિંદમાં, બ્રિટિશ પ્રાંતોમાં દર ચોરસ મૈલે ૨૨૬ [illegible] દેશી સંસ્થાનમાં ૧૦૬ [illegible] ઇંગ્લાંડમાં ૨૦૦ [illegible] સરી છે.

પ્ર૦ હિંદના ઘાડી વસ્તી વાળા [illegible] મળ્યું છે? અને તેઓ પોતાનો [illegible] રીત કરે છે?

ઉ૦ એક એકરે કેટલીએક જગાએ [illegible] અને કેટલીએક જગાએ [illegible] ગ અડધા એકરે એક ખેડુતની ગણત્રી માલમ પડે [illegible] પોતાનો નિભાવ કરતાં ઘણી મુશ્કેલી પડે છે. ઘણી જગાએ [illegible] —અન મળવું પણ કઠણ પડે છે. જ્યાં કુવા અને તળાવનુ પાણી તેમના પાકને પાવાનું મળેછે ત્યાંના ખેડુતો જેમ તેમ પોતાનો નિર્વાહ કરી શકેછે. પણ જ્યાં એ સાધન પુરેપુરૂં નથી ત્યાંના ખેડુતોની ઘણી માઠી અવસ્થા છે.

પ્ર૦ આવા ખેડુતોને વધારે છોકરા હોયછે ત્યારે શી રીતે કરેછે?

ઉ. ત્યારે પોતાની જે જમીન હોય તે કડકા કરી છોકરાઓને વેહેચીં આપેછે. અને તેટલાજ ઉપર ગુજરાન ચલાવે છે.

પ્ર. આવી માઠા હાલતમાંથી બચવાનો તેમને કાંઇ ઉપાય છે?

ઉ૦ હા. તેઓ પૈકી કેટલાએક જ્યાં બોહોળી જમીન છે ત્યાં જાય તો બંનેની હાલત સુધરે અને સુખી થાય. એ સિવાય બીજો ઇલાજ નથી. અને જો એ પ્રમાણે કરેતો તેથી એકંદરે આખા દેશને ફાયદો થાય. તથા દુકાળ અટકાવવાને સરકારને જે મુશીબત પડેછે તે પણ દુર થાય.

પ્ર૦ ભમતા ખેડુતોની ખેતીની રીત લખો?

ઊ૦ ઘણા ડુંગરોપર અને સરહદોપર આવેલા પ્રદેશોમાં એટલી બધી જમીન છે કે તેનું કાંઇ ગણોત તેના માલીકોને આવતુ નથી. ત્યાંના પાહાડી લોકો એટલે ભમતા ખેડુતો કસ વાળા જંગલને સાફ કરી તે ઉપર ઉતાવળથી એક પછી એક પાક પકવી તેને નાકૈવત કરી નાંખેછે અને ત્યાંથી બીજી જગાએ જાયછે. ત્યાં પણ ફરીથી તેજ પ્રમાણે કરેછે. આ ભટકતા ખેડુતો જેના રક્ષણ તળે રહે છે તેને માથા વેરો આપેછે. આ લોકોની સંખ્યા વધે છે ત્યારે ભટકવું મુકી દેઇ રીતસર ખેતી કરે છે.

પ્ર૦ બંગાળાના ખેડુતની સો વરસ ઉપરની અને હાલની હાલતનું ટુંકું વર્ણન કરો?

ઊ૦ આજથી સો વરસ ઉપર બંગાળામાં જમીન દારને ખેડુ મળતા નહોતા તેથી ત્યાંના જમીન દારો ખેડુતને લલચાવી ઓછા ગણોતે ઘણી મુશીબતથી જમીન ગણોતે આપતા હતા. હાલમાં તો ત્યાં ખેડુતો ઘણા વધી પડયા છે. તેથી જમીન તેમને ખેડવા મળતી નથી. અને જમીન દારને મોં માગ્યું ગણોત આપી જમીન ખેડવા લેછે, અને ગણોતનો દર ઘટારત કરતાં વધી જતો અટકાવવાને સરકારે કાયદા કર્યા છે. અને જે ખેડુતો જે ખેતરો ઘણા વખતથી ખેડતા હોય તેમના હક કાયદામાં માન્ય રાખ્યા છે. અને તેમની પાસેથી કોર્ટે ઠરાવેલા વ્યાજબી દર કરતાં વધારે ગણોત લેવાય નહીં અને ખેતર બીજાને અપાય પણ નહીં.

પ્ર૦ પ્રથમના ખેડુતો અને હાલના ખેડુતોની હાલતનો મુકાબલો કરો?

ઊ૦ પ્રથમ ખેડુતો ઉપર જમીન દારનો બહુ જુલમ હતો. કોઇ ખેડુત ગામમાં આવી એક વાર વસ્યો તો પછી તેને જવા દેતા નહી. અને તેમની પાસેથી રાજા અથવા જમીન દાર માથા વેરો વગેરે લેતા. અને વેઠ પણ કરાવતા. હાલમાં તેમ થતું નથી.

પ્ર૦ હાલમાં હિંદમાં કેટલા પ્રકારના લોક વસે છે? તેઓ કયા કયા અને તેમની કેટલી કેટલી વસ્તી છે?

ચાર પ્રકારના (૧ અનાર્ય જાતો (૨ આર્ય સંસ્કૃત ભાષા બોલના

રા (૩ મિશ્ર લોક (૪) મુસલમાન (૧ અનાર્ય એક કરોડ એંશી લાખ (૨ આર્ય એક કરોડ સાઠ લાખ (૩) મિશ્ર લોક બાર કરોડ ચાળીશ લાખ (૪ મુસલમાન ચારકરોડ દશ લાખ.

પ્ર૦ ઘણા પ્રાચીન કાળમાં હિંદમાં કેટલી જાતો વસ્તી હશે? અને તે કયી કયી?

ઉ. બે. આર્ય અને અનાર્ય.

પ્ર૦ આર્ય એટલે શું? અને તે લોકો કયી તરફથી હિંદમાં આવ્યા તેઓની ભાષા કયી હતી અને કયા દેવને પુંજતા?

ઉ૦ આર્ય એટલે ઉત્તમ કે ઉમરાવ કુળના લોકો અને વાવ્ય તરફના ઘાટોને રસ્તે તેઓ હિંદમાં દાખલ થયા તેઓ પ્રૌઢ વેદની) ભાષા બોલતા ને બળવાન દેવને પુંજતા.

પ્ર. એ આર્ય આગળ કોણ થયા અને તેઓએ હિંદમાં આવી જુના લોકની શી વલે કરી?

ઉ૦ બ્રાહ્મણ અને રજપૂત થયા. અને એ લોકોએ જુના લોકને પર્વતમાં હાંકી મૂકયા.

પ્ર૦ ત્યાર પછી કયા લોકો હિંદમાં આવ્યા?

ઉ૦ સિથિઅન લોક ઇસવી સનના આરંભમાં આવ્યા. અને પછી આશરે ઇસવી સન એક હજારમાં મુસલમાન લોકો આવ્યા.

---

## પ્રકરણ ૩ જું

પ્ર૦ અનાર્ય કે મૂળ વતનીઓ કોને કહે છે?

ઉ૦ હિંદની જુનામાં જુની વસનારી જાતમાં ઘણી ઉપ જાતીઓ હતી એ લોકોને પોતાનું જાતી નામ ન હોવાથી તે અનાર્ય કહેવાય છે.

પ્ર૦ તેમના જુના લેખ વિષે કાંઇ માહિતી છે?

ઉ૦ ના. કારણ કે તેમનામાં કાંઇ અક્ષર જ્ઞાન નહોતું.

પ્ર૦ તેમના હાથનાં કરેલાં કયાં કામ જોવામાં આવે છે?

ઉ૦ તેઓના હાથથી થયેલા અણઘડ પાષાણ ચક્કો પાળીઆ અને માટી

ને પાષાણના ઢગલા.

પ્ર० એ પાળીઆ અને ઢગલા શા કામમાં તેઓ લાવતા?

ઊ० તેમનાં મડદાંને જ્યાં દાટવામાં આવતાં ત્યાં નિશાની સારૂ પાળી યા કે ઢગલા કરવાનો તેમનામાં રીવાજ હતો.

પ્ર० એ કબરો તપાસવાથી આપણને શું માલમ પડે છે, અને એ બનાવનાર કોણ હશે?

ઊ० ઘણા અનિશ્ચિત સમ[illegible] માટીનાં ઘાટીલાં ગોળ વાસણ બનાવતાં આવડતાં [illegible] હથિઆરથી વઢતા તથા તાંબાનાં અને સોનાનાં ઘ[illegible] બનાવનાર તેમની પેહેલાં થઈ ગયેલી કોઇ [illegible] હશે.

પ્ર० તેમનાં પેહેલાં હિંદનાં [illegible] હતા તેનું ટુંક વર્ણન કરો ?

ઊ० તેઓ ધાતુથી અજાણ્યા [illegible] ઓપેલા ચકમકના કુવાડાથી અને બીજાં પથરાનાં બનાવેલાં હથિઆરથી વઢતા, જે હાલ [illegible] પની ઊત્તરમાંથી મળી આવે છે.

પ્ર० વિજયી આર્ય લોકો ક્યાંથી આવ્યા. અને તેમણે મૂળ વતનીને કેવા ગણ્યા છે?

ઊ० તેઓ વધારે ઠંડા ઉત્તરમાંથી હિંદમાં આવ્યા. અને મૂળ વતનીને તેઓ દુસ્ય, દુસ્મન, કે ગુલામ તરીકે ગણતા હતા.

પ્ર० વેદ રચનારા આર્ય કવિઓ ક્યારે થઇ ગયા? એમનો દેવ કયો હતો? અને તેની સ્તુતિ તેઓએ કરી હતી તેનું શું કારણ?

ઊ० આશરે ત્રણ હજાર વરશ ઉપર તેઓ થઇ ગયા, તેઓનો મુખ્ય દેવ રૌદ્ર હતો અને તે દેવોઓએ દસ્યુ, ( અનાર્ય ) લોકોને હણી આર્ય લોકનું રક્ષણ કર્યું તેથી. તથા કાળી ચામડી વાળા ને આર્ય વરણને તાબે કર્યા તેથી તેઓએ તે દેવની સ્તુતી કરી હશે.

પ્ર० મહાન સીકંદરની સ્વારી હિંદમાં ક્યારે થઇ?

ઊ० વેદના બનાવનાર કવિઓ પછી આશરે એક હજાર વરસે.

પ્ર० વેદના મંત્રોમાં, હિંદના મૂળ વતનીઓને કયા નામથી વર્ણવેલા છે?

ઊ० યજ્ઞમાં વિઘ્ન કરનારા, માંસના ખાઉધર, કાચુ ખાનારા, કાયદા વ-

ગરના. યજ્ઞ નહીં કરનારા. જેને દેવતા નથી અને વિધિ નથી એવા, અને છેવટે તેમને રાક્ષસ અને દૈત્ય તરીખે વર્ણવ્યા છે.

પ્ર૦ હાલના અનાર્ય લોકના કેટલા ભાગ થઈ શકે? અને તેઓની વસ્તી કયાં કયાં છે?

ઊ૦ હાલના અનાર્ય લોકના પાંચ ભાગ ભાગ થઈ શકેછે.(૧ આન્ડામાન બેટના રહેવાશીઓ (૨) મદ્રાસ ઇલાકાના પાહાડી માણુશો (૩) મધ્ય ભાગના અનાર્ય લોક (૪) પાંદડાં પહેરનારી ઓરીસાની જાત (૫) હિમાલયની જાતો.

પ્ર૦ આન્ડમાન બેટના રહેવાશીઓનું ટુંક વર્ણન કરો?

ઊ૦ એ લોકો ઘણી જંગલી હાલતમાં છે. આરબ તથા પ્રથમના યુરોપી વહાણવટીઓએ તેમને શ્વાન મુખા તથા માણુસ ખાનારા એ નામ આપ્યાં છે. સને ૧૮૫૫ માં અંગ્રેજે થાણું બેસાડયું ત્યારે તેઓ નાગા ફરતા અને માણુસનો અહાર કરતા માલમ પડયા હતા. ખુશીની વખતે રાતી માટી શરીરે ચોળતા અને શોકની વખતે કાળી માટી ચોળતા. દોસ્તી કે ખુશી બતાવવા તેઓ રડવા જેવો શોર કરતા. તેમનાં નામ સામાન્ય જાતિનાં હતાં. કેમકે એ નામ જન્મતા પેહેલાં પાડવામાં આવતાં. રોગ ફેલાવનાર અપ દેવને તેઓ દેવ માનતા. અંગ્રેજોએ તેમને યુક્તિથી શાંત કર્યા.

પ્ર૦ મદ્રાસ ઇલાકાના અનાર્ય લોકના કેટલા ભાગ થઇ શકે અને તે દરેકનું ટુંક વર્ણન કરો?

ઊ૦ તે લોકોના ચાર [illegible] (૧) પુલીયર નામે લાંબા વાળવાળા અને જંગલી દેખાવના લોક જેઓ જંગલી પેદાશ ઉપર અને ઉંદર વગેરે નાનાં જનાવર ઉપર ગુજરાન ચલાવે છે અને દૈત્યોને પૂજે છે, (૨) મુન્દવેર નામે જાત જે સ્થાયી ઘર કરી રહેતા નથી પણ ઢોર સહિત ભટકે છે અને કોતરમાં કે પાંદડાંની મડીમાં રહે છે (૩) કદર જાતના જરા ઊંચી પંકતીના અનાર્ય લોકો જે શિકાર વડે પોતાનો ગુજારો કરે છે અને તેમનાથી જંગલી જાતો ઉપર તેઓ અમલ ચલાવે છે, (૪) હિંદના નૈરૂત્ય ખુણામાં રહેનારા નૈર જાતના લોકો જેમનામાં બહુ પતિ કરવાનો રિવાજ છે.

એટલે એક બાયડી ઘણા ધણી કરે છે અને હર કોઈ માણસની મિલકતનો વારસો તેના દીકરાને નહીં મળતાં તેની બેનનાં છોકરાંને મળેછે આવી રૂઢી હિમાલયના અનાર્ય લોકમાં ચાલે છે.

પ્ર૦ હિંદના મધ્ય ભાગના અનાર્યના કયા કયા ભાગ છે અને તે દરેકનું ટુંક વર્ણન કરો?

ઊ૦ (૧) ગોંડ નામે અનાર્ય લોક જે હાલમાં થોડા સુધરેલા છે (૨) વધારે વગડાઉ અનાર્ય લોક જે શિકાર વડે પોતાનો નિર્વાહ કરે છે તેઓ ચકમકનાં તીર વાપરતા અને બહુ જબરાં કામઠાં વાપરે છે. એ કામઠાં ને પગે વતી ઝાલી બે હાથે પણછ ખેંચી તીર ફેંકે છે. તે તીર એટલા જોરથી જાયછે કે હરણના શરીરની આરપાર જઈ શકે છે. (૩)"મારી" જાતના લોક જે ઘાસનાં ઝુંપડાંમાં રહેછે તેઓ અજાણ્યા માણસને આવતાં દેખી નાશી જાય છે. વરસમાં એકવાર તે સ્થળના રાજાનો આદમી ખંડણી લેવા આવે છે. એ ખંડણી ઉઘરાવનાર માણસ તેમના ઘરમાં નહીં પેસતાં ઢોલ વગાડી સંતાઇ જાય છે. પછી એ "મારી"લોક પોતાને જે આપવાનું હોય તે ઠરાવેલી કોઇ મૂકરર જગાએ મૂકી પોતાને ભરાઇ રહેવાની જગાએ જતા રહેછે.

પ્ર૦ ઓરીસામાં અનાર્ય છે. તે બીજા શા નામે ઓળખાય છે અને તેમનાં બૈરાંના હાલત વિશે શું જાણો છો?

ઊ૦ તેમનું નામ જુઆંગ અથવા પતુઅ (પાંદડાં વહેનાર) છે. અને તેમની સ્ત્રીઓ નવસ્ત્રી ફરતી. કેડે ફકત મણકાની માળા પેહેરતી અને તેની આગળ પાછળ પાંદડાંનો એક એક ગુચ્છો લટકાવતી.

પ્ર૦ એ ચાલ કોણે અને ક્યારે બંધ પડયો?

ઊ૦ સને ૧૮૭૧ નીસાલમાં અંગ્રેજ અમલદારે એ જાતનાં સ્ત્રી પુરૂષને એકઠાં કરી ભાષણ કરી બોધ કર્યો. અને તેમને એક એક લુગડાનો કડકો આપ્યો તે તેમણે ઘણી ખુશીની સાથે પેહેર્યો.

પ્ર૦ હિમાલયની અનાર્ય જાત વિશે ટુંક વર્ણન કરો?

ઊ૦ હિંદની ઉત્તર શીમા તરફ જતાં હિમાલયના ઢાળ અને નાકામાં ઘણા અનાર્ય વગડાઉ રહેછે.

પ્ર૦ આશામના ડુંગરોમાં વગડાઉ અનાર્યો ગાઉનું માપ શી રીતે ગ ણેછે?

ઊ૦ તેમનામાં ગાઉને માટે શબ્દ નથી પણ માર્ગમાં તમાકુ કેટલો ખાધો કે પાન કેટલાં ચાવ્યાં એ ઉપરથી ચાલવાનું માપ ગણે છે.

પ્ર૦ એ આશામના અનાર્યની સ્થિતિ તથા લક્ષણ કેવાં છે?

ઊ૦ કામ કરવું તેમને ગમતું નથી. તેઓ વિકરાળ. કાળા અને ઠીંગણા છે. તેમને પુરૂં ખાવાનું મળતું નથી. પહેલાં તેઓ આશામની ખિણનાં ગામડાં લુટી નિર્વાહ કરતા. હાલ તેઓને કપડાં ચાંચવા અને અનાજ આપી શીમાડાના બંદોબસ્તનું કામ સોંપ્યું છે.

પ્ર૦ વધારે સુધરેલી અનાર્ય જાતોના કેટલા ભાગ છે?

ઊ૦ બે (૧) સંતાલ (૨) કંધ.

પ્ર૦ એ સંતાલ લોક ક્યાં વસે છે અને તેમની વસ્તી કેટલી છે?

ઊ૦ નીચલા બંગાળામાં ગંગાના પ્રદેશને શીમાડે આવેલા ડુંગરોમાં એ લોક વસે છે એમની વસ્તી દશ લાખ માણસની છે.

પ્ર૦ તે દરેક ગામનો રાજ વહીવટ શીરીતે ચાલે છે?

ઊ૦ તેમના દરેક ગામનો વહીવટ તે ગામોના મુખી પટેલ કરેછે. તેઓ ઘણું કરીને ગામ વસાવનાર મૂળ પુરૂષના વંશજ હોય છે એ મુખીઓના હાથ નીચે એક એક મદદ ગાર પટેલ હોય છે તથા એક એક પગી કે ચોકીદાર હોય છે.

પ્ર૦ તે ગામોના ઉછરતા છોકરાઓને માટે ત્યાં કેવો ધારો છે?

ઊ૦ ગામના છોકરાઓના અમલદાર જુદા હોય છે તેઓને પેલા અમલદારની આજ્ઞામાં પરણતાં સુધી રહેવું પડે છે.

પ્ર૦ એ સંતાલ લોકની કેટલી શાખાઓ છે? અને તેમના સંપ અને ગુનેગારને શિક્ષા કરવાની રીતી વિષે જે જાણતા હો તે લખો?

ઊ૦ એમની સાત શાખાઓ છે અને તેઓ એવા સંપીલા છે કે ઉજાણી કરવી હોયતો આખું ગામ જોડે ઉજાણી કરે છે. શિકારે પણ જોડે જાય અને દેવનું પૂજન પણ જોડેજ કરે છે ભારે

ગુનો કર્યો હોયતો ગામમાં દેવતા પાણી બંધ કરી તેને એકલા જં ગલમાં કાઢી મૂકતા અને જો નાનો અપરાધ હોયતો બધા ભેગા થઈ માફ કરતા પણ તેને માટે અપરાધી પાસેથી ગામ લોક ઉજાણી વગેરે લેતા.

પ્ર० એ સંતાલ લોકોના લગ્ન વિશે તમારા જાણવામાં હોય તો કહો?

ઉ० એ લોકોમાં બાળ લગ્ન કરવાનો ચાલ નથી, ૧૫ થી ૧૭ વરસની તરૂણ સ્ત્રી પુરૂષો પોતાને મન ગમતાં લગ્ન કરે છે પરણી રહ્યા પછી કન્યાનો સંબંધ તેમનાં પીએરીઆં જોડેથી તૂટ્યો એમ જણાવ વાને બળતા અંગારાને સાંબેલા વતી કચરી પાણી છાંટી હોલ નાંખે છે એ લોકોમાં સ્ત્રીઓનું ઘણું માન્ય છે અને એક સ્ત્રી ઉપ ર બીજી પરણવાનો ચાલ નથી કદાપી પહેલી વાંઝણી હોય તો બીજી કરવાનો ચાલ છે.

પ્ર० એ લોકોમાં મડદાંની ક્રિયાનું વર્ણન કરો?

ઉ० તેઓ પોતાનાં મડદાંને ક્રિયા સહિત બાળે છે અને મડદાની ખોપ રીના ત્રણ કડકા કરી દામોદર નદીમાં નાંખે છે કેમકે તેને પવિત્ર માને છે.

પ્ર० એ સંતાલ લોકોના ધર્મ વિશે ટુંક વર્ણન કરો?

ઉ० જેમ વેદના મંત્ર ભણનારાને તેમના હિતકારી દેવો હતા તેમ સંતાલોના જાણવામાં નથી સર્વ શક્તિમાન અને કલ્યાણ કારી દેવ માણસ જાતનું પાલણ કરેછે તે તેમના સમજવામાં નથી.

પ્ર० એ સંતાલો પોતાના મનમા પૃથ્વી વિશે શું ધારે છે?

ઉ० તેઓ એમ ધારે છેકે આ પૃથ્વી રાક્ષસોથી ભરપૂર છે અને તેમની કુદ્દષ્ટીથી બચવા બકરાં, કુકડાં, અને મરઘડાંનો તેમને ભોગ આપે છે.

પ્ર० તેઓ બીજું શું માને છે?

ઉ० પોતાનાં પૂર્વજોનાં ભૂત, નદીના પીશાચ, વનનાં ભૂત, કુવામાં વસનારા વેતાળ પર્વતોમાં રહેનારા રાક્ષસો અને બીજાં ઘણીક જાતનાં ભૂત. પ્રેત જોગણીઓ વગેરે અદ્રશ્ય જીવોને સંતોષી ખુશી રાખવા જોઇએ.

પ્ર૦ ગામનાં ભૂતનાં રેહેઠાણુ તેઓ ક્યાં માને છે? અને તેમને પુંજવા અને ખુશી કરવા શું કરેછે?

ઊ૦ ગામની આશ પાશ ઉગેલાં સાલના ઝાડમાં અને બીજાં ઝાડો માં અને દરેક ઝાડની આશ પાશ તેઓ નાચે છે.

પ્ર૦ ગયા સૈકામાં અને બ્રિટિશ અમલ નીચે આવ્યા પછીની સંતાલોની સ્થિતિ વિશે લખો?

ઊ૦ ગયા સૈકામાં તેઓ આશ પાશના પ્રદેશો લુંટી પોતાનો ગુજરો કરતા અને બ્રિટિશ અમલ નીચે આવ્યા પછી એ સંતાલો શાંત ખેડુત થયા છે. અને ઠરીને એક જગાએ રહેવા શીખ્યા છે સને ૧૮૩૨ ની સાલમાં તેમનો શીમાડો નકી કરી પથરા દટાવ્યા છે.

પ્ર૦ તેમની નાણાં સંબંધી હાલત વિશે ટુંક હેવાલ આપો?

ઊ૦ એ ડુંગરી લોકો (સંતાલ) બહુ ભોળા છે તેમનામાં નાણાં ધીરનારા વ્યાજ ખોરો દાખલ થયા તેથી ઘણા સંતાલો દેવાદાર થઇ ગયા અને હિંદુ વ્યાજ ખોરાના દાસ જેવા બની દયામણી હાલતમાં આવી ગયા લેણદાર સંતાલો પાસેથી સઘળો પાક તેઓ ઉઘરાવી લેતા ને ફક્ત આવતા વરસનું ખેતીનું કામ કરવા જેટલો ખોરાક તેમને પાછો આપતા.

પ્ર૦ સંતાલો ઉપર તેમના લેણદારે જુલમ કર્યો તેનું શું પરિણામ થયું?

ઊ૦ લેણદારોના જુલમથી તેઓમાંના ત્રણ ગામના લોકો સન ૧૮૪૮ ની સાલમાં જંગલમાં નાશી ગયા અને સન ૧૮૮૫ ની સાલમાં ત્રીસ હજાર સંતાલો પોતાની હકીકત ગવર્નર જનરલને જાહેર કરવા પોતાનાં તીર કામઠાં સહિત કલકત્તે જવા નીકળ્યા પણ રસ્તો લાંબો હોવાથી અને ખાવાનું ન મળવાથી ભૂખ્યા સંતાલો ચોરી કરવા મંડયા તેથી તેમને અંગ્રેજ પોલીસે પકડયા તેથી તેમની વચ્ચે કજીઓ થયો પાછળથી તેઓ બંડખોર થયા એ ફીતુર તોડતાં સરકારને બહુ મહેનત પડી અને તેમાં ખેદ કારક ખૂન વહ્યું.

પ્ર૦ પણ તેની ફરીયાદ વિશેનો શો નીવેડો કાઢશો?

ઊ૦ તેઓની ફરીઆદ સરકારે ધ્યાન દઇ સાંભળી અને બ્રિટિશ અધિકારીની દેખ રેખ નીચે ઘણી સાદી રાજ્ય નીતી તેમને ઠરાવી આપી. હાલ તેઓ આબાદીમાં છે આજ પણ તેઓ હરેક નવી વાતથી ડરે છે સને ૧૮૮૧ ની સાલમાં હિંદની વસ્તીની ગણતરી વખતે તેઓ હથિઆર લઇ સામા થયા હતા.

## કંધ વિશે.

પ્ર૦ કંધ લોકની વસ્તી કેટલી અને તેઓ ક્યાં રહે છે અને કંધ એ શબ્દનો અર્થ શો?

ઊ૦ કંધ એ શબ્દનો અર્થ પર્વત વાશી થાયછે અને તેઓ ઓરીસાના કાંઠાના પર્વતમાં રહેછે તેઓની વસ્તી લાખ આદમીની છે.

પ્ર૦ એ કંધ લોકોનો રાજ્ય વહિવટ કેવી તરેહનો છે?

ઊ૦ તેમના દરેક કુળમાં તેમના વડીલના હાથમાં બધી સત્તા હોય છે અને કુટુંબમાં બાપને હાથ બધી સત્તા હોયછે બાપની હયાતમાં ઊંમરે આવેલા છોકરાનો પણ મિલકત્ત ઉપર જરાએ હક નથી છોકરાઓ તેમની બાયડીઓ શમેત બાપના ઘરમાંજ રહેછે અને મોટી મા જે રાંધે તે જમેછે

પ્ર૦ એ કંધ લોકમાં તેમનો નાયક કોણ હોય છે? અને તેને શો અધિકાર છે?

ઊ૦ આખી જમાતમાં (ગામમાં) ની વડી શાખાના ઘરમાં જેવડો હોય તે આખી જમાતમાં નાયક હોયછે કદાપી તે એ ઓધાને લાયક ન હોય તો લોકો તેની જગાએ તેના કાકાને કે નાના ભાઇને નીમે છે જમાતમાં જેઓ મોટા હોય તેમને ભેગા કર્યા સિવાય તે નાયક કોઈ પણ કામમાં આગળ પડી શકતો નથી.

પ્ર૦ એ કંધ લોકની વરવાઢો અને સજા કરવાની રીતો કેવી હતી?

ઊ૦ સને ૧૮૩૫ ની સાલમાં અંગ્રેજ સરકારે તેમનામાં કાયદા દાખલ કર્યા ત્યાં સુધી એ લોકોમાં ખૂનને સાટે ખૂનથી વેર વાળવાનો ધારો હતો અનાજ અથવા પશુ આપી મરનારના કુટુંબ

ને સંતોષે તો પછી ખૂનને સાટે ખૂન કરવાનું માંડી વાળતા જે માણસ બીજાને જખમી કરે તેણે તેને સાજો થતા સુધી પાળવો જોઇએ. ચોરેલો માલ પાછો આપવો અથવા તેની કીંમત આપવી પણ જે કંધ ઉપર બે વાર ચોરી શાબિત થાય તેને નાતિ બહાર કરી કાઢી મૂકવો એ મોટામાં મોટી સજા હતી કાંઇ વાંધો પડે તો વખતે યુદ્ધ કરવું પડતો કરતા અને હથિઆર બંધ ટોળીઓ વઢતી અથવા ઉકાળેલા તેલથી કે તપાવેલા લોઢાથી ધીજ કરતા અગર કીડીના દર ઉપર કે વાઘના નખ ઉપર કે ગીલોડીના ચામડા ઉપર સોગન ખવાતા.

પ્ર૦ અપૂત્ર કંધના વારસા બાબત શો નિયમ હતો?

ઊ૦ ઘરનો પિતા અપૂત્ર મરી જાયતો તેની જમીન ગામના બીજા વડીલ પુરૂષોને વહેંચી આપવામાં આવતી કેમકે સ્ત્રીને જમીનદાર થવાનો અધિકાર નથી.

પ્ર૦ કંધ લોકની ખેતી વિશે વર્ણન કરો?

ઊ૦ હિંદુ લોક એક ઠેકાણે રહી ખેતી કરે છે અને ઓછા સુધરેલા અનાર્ય લોક થોડા વખતમાં ખેતીનાં ઠેકાણાં બદલેછે એ બે રીતની વચલી રીત કંધ લોકની છે એટલે જમીનનો કસ ખાલી થઈ ગયેલો જણાય ત્યારે તે જગા છોડી બીજી જગાએ જઇ વસે છે ઘણું કરીને ૧૪ વર્ષે બીજી જગાએ જઇ નવુ ગામ વસાવવાનો તેમનામાં રિવાજ હતો.

પ્ર૦ એ કંધ લોકોમાં લગ્નની રીત કેવી હતી?

ઊ૦ ઉજાણી કે જમણ વારમાં લોક મળ્યા હોય તે સમે બળાત્કારે કંન્યાને લઇ જવી એ કંધ લોકનું લગ્ન છે પછીથી વરનો બાપ તે કંન્યાનું મૂલ તેના બાપને આપે છે. ને મજબુત અને પોતાના દીકરાથી કેટલેક વર્ષે મોટી કંન્યા પસંદ કરે છે એટલે આસરે દશ વરસની ઉમરનો છોકરો અને ચઉદ વરસની ઉમરની છોકરી હોયછે. ઘણું કરીને સ્ત્રી પુરૂષને વશ કરે છે અને તેના ઉપર પૂર્ણ સત્તા ચલાવે છે.

પ્ર૦ એ કંધ લોકમાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ હતો?

ઊ૦ એક સ્ત્રી જીવતી હોય ત્યાંસુધી તેની રજા સિવાય કોઈ કંધથી બીજી નારી થઇ શકે નહીં.

પ્ર૦ એ લોકને વધારે પસંદ પડે એવા ધંધા કીયા છે?

ઊ૦ એ લોકને ખેતી કરવી અને યુધ્ધે જવું એ વધારે પસંદ છે અને તેઓ બીજા ધંધાને ધીકારે છે.

પ્ર૦ કંધ લોકના ગામોમાં તેમનાથી નીચી જાતના લોક વસતા હશે? અને તેઓનો ધંધો શો?

ઊ૦ એ લોકોના દરેક ગામમાં એથી નીચી જાતના લોકો વસે છે એ નીચી જાતને જમીન દાર થવાની યુદ્ધમાં ચઢવાની અને દેવ પૂજા કરવાની મના છે. તેઓનો ધંધો ગામમાં ગંદુ કામ કરવાનો છે તથા વણકર. લુહાર. કુંભાર. ભરવાડ. અને કલાલનાં કામ તેઓ વંશ પરંપરા કરે છે.

પ્ર૦ કંધ પતીત થયા ક્યારે કહેવાય ?

ઊ૦ જ્યારે તેઓ નીચ કામ કરેછે ત્યારે.

પ્ર૦ એમનામાં દેવ સબંધી કાંઈ ગ્નાન છે ? અને એમનો મુખ્ય દેવ કયો છે ?

ઊ૦ સંતાલ લોકની પેઠે આ કંધ લોકોને પણ ઘણા દેવો છે જેવા કે ગોત્ર દેવો ગ્નાતી દેવો કુળ દેવો અને બીજા અપ દેવો અને અસુરો છે એમનો મુખ્ય દેવ ભૂદેવ કે પૃથ્વી દેવ છે.

પ્ર૦ એ ભૂદેવને ખુશી રાખવાને તેઓ શું કરતા?

ઊ૦ વરસમાં બે વાર એટલે વાવણી કરતી વખત અને કાપણી કરતી વેળા તેઓ એ દેવને માણસનો ભોગ આપતા અને દુશ્કાળની વખતે પણ ભોગ આપતા.

પ્ર૦ એ ભોગમાંથી કયા લોકોને બાતલ કરેલા હતા?

ઊ૦ કંધ અને બ્રાહ્મણ એ સિવાય તમામ લોક એમાં ખપતા.

પ્ર૦ માણસનો ભોગ આપવો એમાં તેઓ પાપ સમજતા કે નહીં ?

ઊ૦ તેઓ એમ સમજતા કે ભોગને માટે આણેલા માણસનુ મૂલ આપીએ એટલે પાપ લાગતું નથી એટલા માટે પકડી આણેલા

માણસને દર રોજ ઘેર ઘેર મીષ્ટાન ખવરાવે છે પછી ભોગ આ પતી વખતે એ લોકો તેના કાન આગળ લાંબા સાદ દઇ કહેતા કે અમે તને મૂલ આપી ખરીદયો છે તેથી અમારે શીર પાપ નથી.

પ્ર૦ બ્રિટિશ રાજ્યના અમલમાં એ કંધ લોકોની કેવી હાલત છે?

ઊ૦ ઇ૦ સ૦ ૧૮૩૫ ની સાલમાં એ કંધ લોકોને આપણા રાજ્યમાં સામેલ કર્યા અને તે વખતથી માણસના (નરમેધ) ભોગની બંધી કરી છે તેમના ડુંગરોમાં સડકો કરી છે તેમની રીત ભાતમાં જેમ બને તેમ અંગ્રેજ સરકાર ઓછો હાથ ઘાલે છે એકંદરે એ કંધ લોક સાંત્તતામાં અને આબાદ છે.

પ્ર૦ આપણા હિંદમાં અનાર્ય જાતનાં કેટલાં અને કયાં કુળ છે અને દરેક ક્યાંથી આવ્યાં ને હાલ ક્યાં રહે છે?

ઊ૦ તેમનાં ત્રણ કુળ છે એક કુળ ટિબેટ અને બ્રહ્મદેશમાંથી ઇશાન ખુણાને માર્ગે આવેલું જેમાંની ઉત્પન થયેલી જાતો હજી પણ હિમાલયની મર્યાદામાં વસે છે (૨) બીજુ કુળ કોલારી ( કોળી ) છે તે પણ ઇશાનના ઘાટોને રસ્તે બંગાળામાં પેઠેલું જણાય છે તેઓ ઘણું કરીને મધ્ય હિંદના ઇશાનના પહાડોમાં રહેછે. (૩) ત્રીજુ કુળ દ્રવીડ છે તેઓ વાવ્યકોણના ઘાટોને રસ્તે પંજાબમાં પેઠેલું જણાય છે તે ઘણું કરીને હિંદના દક્ષિણના ત્રણ ખુણિઆ પ્રદેશના ડુંગરો જે કંન્યાકુમારી સુધી ગયેલા છે તેમાં રહે છે.

પ્ર૦ એ અનાર્ય લોકોનાં લક્ષણ વિશે તમને માહિતી છે?

ઊ૦ એ અનાર્ય લોકો સાથે ભલમનસાઈએ વર્તવાથી તેઓ સાચા નિમક હલાલ અને ઘણું કરીને માયાળુ માલમ પડે છે તેઓનામાં સીપાઈ પણાના ગુણ સારા છે.

# પ્રકણ ૪ ચોથુ

## આર્ય વિશે.

પ્ર૦ આર્ય કે ઇન્દો જર્મનીક કુળમાં હાલના કીયા લોકો આવી જાઅછે?

ઊ૦ બ્રાહ્મણ. રજપૂત. અને ઇંગ્રેજ

પ્ર૦ એ આર્ય લોકોનો મુળ વાસ ક્યાં? અને કઇ દિશાએથી આવ્યા? અને આવી ક્યાં વસ્યા?

ઉ૦ એ આર્ય લોકોનો મુળ વાસ મધ્ય એશિઆમાં જણાય છે અને એમાંની કેટલીએક શાખા પૂર્વ ભણી અને કેટલીએક પશ્ચિમ ભણી ગઇ અને કેટલીએક ઉગમણી દિશાએ ચાલી ગઈ.

પ્ર૦ પશ્ચિમ ભણી ગયેલી શાખાઓએ ક્યાં રાજ્ય સ્થાપ્યું?

ઉ૦ તેમાંની એક પારસી રાજ્ય સ્થાપ્યું બીજીએ આથેન્સ અને સ્પાર્ટા વસાવી તે ગ્રીક પંજાબની ત્રીજી શાખા ઇટાલીમાં ગઈ તેણે સાત ડુંગરી પર રોમ શેહેર બાંધ્યું એ ત્રીજી શાખાની એક ટુકડીએ સ્પેનમાં વશી રૂપાની ખાણોની સોધ કરી તથા પ્રાચીન ઇંગ્લાંડમાં વશી કલાઇની શોધ કરી.

પ્ર૦ ઉગમણી દિશાએ ગયેલી શાખાઓ ક્યાં જઇ વશી?

ઉ૦ તેમની જબરી ટોળીઓ હિમાલયના વિકટ ઘાટોને માર્ગે પંજાબમાં પેઠી. અને આખા હિંદુસ્તાનમાં પસરી એ ટોળીમાં મુખ્યત્વે બ્રાહ્મણ અને રજપૂત હતા.

પ્ર૦ યુરોપ અને એશિયામાં પ્રથમ વસનારી જાતોને તેમણે શી રીતે જીતી?

ઉ૦ એ શાખાઓ જ્યાં જ્યાં ગઈ ત્યાં જે લોકોને હાથ જમીન હતી તે લોકોને જીતી તેમના પર પોતાની શ્રેષ્ટતા બતાવી.

પ્ર૦ યુરોપનો પ્રાચિન ઇતિહાસ શી રીતે બન્યો છે?

ઉ૦ મૂળ રહેઠાંણમાંથી (મધ્ય એશિઆ) આર્ય લોકનું નીકળવું અને ભૂમધ્ય સમુદ્રની આશ પાશ તેમનું વસવું એનેજ યુરોપનો પ્રાચિન ઇતિહાસ કહેછે.

પ્ર૦ અર્વાચીન સુધારા એટલે શું?

ઉ૦ આર્ય જાતની પશ્ચિમ શાખાઓનો સુધારો એજ અર્વાચીન સુધારો સમજવો.

પ્ર૦ ત્યારે હિંદનો ઇતિહાસ કોને કહીએ?

ઉ૦ આર્ય કુળની પૂર્વમાં ગયેલી શાખાઓ હિંદમાં જઈ વશી. તેમનો ઇતિહાસ એજ હિંદનો ઇતિહાસ છે.

પ્ર૦ મૂળ સ્થાન ( મધ્ય એશિઆ ) માં આર્ય લોકની અવસ્થા કેવી હતી ?

ઊ૦ મધ્ય એશિઆની અસલ છાવણીમાં આર્ય લોકોની હાલત કેવી હતી તે વિશે થોડુંજ જાણવામાં છે પણ યુરોપ અને હિંદમાંના વંશજની ભાષાઓમાં રહેલા શબ્દો ઉપરથી પંડીતો અનુંમાન કરે છેકે તેઓ પોતાનાં ઢોર સહિત ચરણમાં ભટકતા હતા અને અનાજનો પાક કરતા તેમાં લાંબા વખત સુધી રહેતા. ઘર કામનાં ઘણાં પશુઓ ( ગાય) (ભેંસ) પાળતા. લોઢું તેમના જાણવામાં હતું તથા લુગડાં વણવાના અને સીવવાના હુનરથી જાણીતા હતા તેઓ લુગડાં પહેરતા અને રાંધેલો ખોરાક ખાતા.

પ્ર૦ એવી સ્થિતિમાં હતા ત્યારે તેઓ કેમ વેરાઈ ગયા ?

ઊ૦ તેમનું મૂળ રેહઠાણ સમશીતોષ્ણ કટિબંધમાં હતું. અને ત્યાં સખત મેહનત કર્યા સિવાય ગુજરાન ચલાવી શકાય એમ નહોતું.

પ્ર૦ એ લોકનું મૂળ રેહઠાણ ટાઢ વાળા મુલકમાંજ હતું એની સાબીતી શી ?

ઊ૦ તેમની જુની વાતો ઉપરથી જણાય છે કે તેમને ટાઢ વાતી હતી. અને ગરમ દેશમાં આવ્યા પછી આર્ય કવિઓએ વેદની પ્રાર્થનામાં દીર્ઘાયુષ્ય માગ્યું છે તેમાં "(શતમ્ શરદસ્)" માગ્યા છે. એટલે સો શિયાળા સુધી જીવવાનું માગ્યું છે.

પ્ર૦ જ્યારે ગ્રીક રોમન. અંગ્રેજ. અને હિંદના પૂર્વજો એકજ હતા ત્યારે હાલ તેમની ભાષાઓ જુદી કેમ છે?

ઊ૦ એ બધી ભાષાઓ મૂળ આર્ય ભાષાના ફાંટા માત્ર છે. એમ સહજ અનુંમાન કરી શકીએ છીએ કારણ કે કુટુંબ સબંધના ઘણાખરા શબ્દો ( મા, બાપ, ભાઈ, બેન, વગેરે ) બધી ભાષાના ઘણું કરીને મળતા આવે છે. ફક્ત તેમાં સેહેજ સાજ ફેર જણાય છે.

પ્ર૦ યુરોપી અને હિંદી ધર્મોનું મૂળ સામાન્ય છે એ શા ઉપરથી જણાય છે?

ઉ૦ કેમકે વેદના કેટલાએક દેવોને ગ્રીસના અને રોમના લોકો દેવ માનતા આજ પણ કલકત્તાના બ્રાહ્મણો ઇગ્લાંડના પ્રોતેસ્તન્ટ પાદરીઓ અને પીરૂના કાથોલીક પાદરીઓ પરમેશ્વરને જે નામોથી ભજે છે તેઓ એક પ્રાચીન મૂળ ઉપરથીજ થયેલાં છે.

## હિંદી આર્યોનું પ્રયાણ.

પ્ર૦ વેદના આરંભના અને પછીના મંત્રો ઉપરથી શું જણાય છે ?

ઉ૦ તે મંત્રો ઉપરથી જણાય છે કે તેઓ આગ્ની કોણમાં પ્રવાસ કરતા નવા ધામમાં ( હિંદમાં ) આવેલા છે. પ્રથમ તેઓ ખૈબર ઘાટની ઉત્તરે કાબુલમાં થઇ ગંગા સુધી પહોંચેલા છે

પ્ર૦ આર્ય લોકો સ્થાયી ખેડુત કેમ થયા ?

ઉ૦ પંજાબની પાંચ નદિઓ ( સિંધુ અને તેને મળનાર ) માં પાણીની ચાલુ આવક હોવાથી પોતાની અશલની ભટકતી ઢોર ચારૂ હાલત છોડી તેઓ સ્થાયી ખેડુત બન્યા.

પ્ર૦ નદીઓની સ્તુતિ કરતાં તેમણે સિંધુ પાસે શું માગ્યું છે ?

ઉ૦ તેમણે એવું માગ્યું છે કે સિંધુ બહુ કીર્તીમાન. ધન આપનાર. અને અમારૂં કહેવું સાંભળો. અમારાં પહોળાં ખેતરોને પાણીથી રસાળ કરે. વગેરે શબ્દો એ સ્તુતી મંત્રોમાં છે.

પ્ર૦ વેદના કવીઓએ બીજા કોઇની સ્તુતી કરી છે ? અને શા માટે ?

ઉ૦ હા. હિમાલયની કારણ કે એ પર્વતની શાખાઓની વાટે તેઓ હિંદમાં આવ્યા અને એની તળેટી ઉપર ઘણા વખત સુધી રહી સુખી થયા.

પ્ર૦ હવે એ ઉત્તરના રેહાણને હિંદુઓ ભુલી ગયા હશે ?

ઉ૦ ના કારણ કે તેમના દેવો અને ગાંધર્વો ( ગાનાર ) ત્યાં વસે છે અને હિમાલય પર્વતમાં ઊંચે દેવોને અને વીરોને વસવાનું સ્વર્ગ છે. તેમાં સુરા અને ભલા માણસોના વાસ થાય છે એવું હાલના અને પેહેલાંના હિંદી આચાર્ય માનતા આવ્યા છે.

## રૂગ વેદ વિશે.

પ્ર૦ રૂગ વેદ એટલે શું ?

પ્ર૦ આર્ય લોકો મુળ રેહેઠાણમાંથી આવી પંજાબમાં વસ્યા તેનું સ્મારક પુસ્તક અથવા રૂગ વેદ છે.

પ્ર૦ એ પ્રાચીન ગ્રંથ ક્યારે બન્યો એ વિશે હિંદુઓ અને યુરોપી લોકો શું માને છે ?

ઊ૦ એ પુરાતનીક મંત્ર ગ્રંથ ક્યારે બન્યા તે જાણવામા નથી. પણ હિંદુઓ વગર પુરાવે માને છે કે તે અનાદી છે અથવા ઓછામાં ઓછાં ઈ૦સન૦ પેહેલાં ૩૦૦૦ એટલે આશરે પાંચ હજાર વરસ ઉપર બનેલો છે. અને યુરોપી લોકો ખગોળ વિદ્યાથી મળેલાં વર્ષો પરથી એમ અનુંમાન કરે છે કે ઈ૦સંનની પૂર્વે સુમારે ૧૪૦૦ વર્ષ પર એ ગ્રંથ રચાયલોતો હતો.

પ્ર૦ હિંદુઓ એ ગ્રંથને અનાદી માને છે તેનું કાંઇ કરણ કેહો ?

ઊ૦ એ વેદ લખાતી વખતે તેના કરતાઓએ પુરાતન કાળમાં બનેલી ગ્રહણાદિ બિનાઓ જોતિષની ગણતરીથી ઉપજાવી તેમાં દાખલ કરી છે તેથી એવો ભાસ થાય છે કે જાણે એ વેદ તે પુરાતન કાળમાં બન્યો છે.

પ્ર૦ વેદ ધર્મ કયે વખતે ચાલતો હતો ?

ઊ૦ ઈ૦સંન પેહેલાં છઠા સઇકામાં બૌદ્ધ ધર્મનો ઉદય થયો તેની પૂર્વ ઘણા સમયથી એ ધર્મ ચાલતો હતો.

પ્ર૦ એ રૂગ વેદ સંહિતામાં સુત્રો કેટલાં છે ? અને મંત્ર કેટલા છે ? અને તેઓ શું બતાવી આપે છે ?

ઊ. એકહજાર સતર ૧૦૧૭ સુત્રો અને ૧૦૫૮૦ મંત્ર છે અને તે મંત્રો ઉપરથી જણાય છે કે સિંધુને કાંઠે વસેલા આર્યોમાં ઘણાં ગોત્ર હતાં તેઓ વખતે માંહો માંહે વઢતાં વખતે સંપ કરી કાળી ચામડીના અસલ વતનીઓની સામાં થતાં.

પ્ર૦ તે સમયમાં જ્ઞાતિ હતી ?

ઊ૦ હા જ્ઞાતિતો હતી. પણ હાલના વખતમાં જ્ઞાતિ ( નાત ) જે અર્થમાં છે તેવા અર્થમાં જ્ઞાતિ નહોતી.

પ્ર૦ એ વખતમાં પુરોહિત અથવા ગોરનું કામ કોણ કરતું?

ઊ૦ નાયક.

પ્ર૦ કોઇને યગ્નની ક્રિયા કરવી હોય ત્યારે શી રીતે કરે?

ઊ૦ તે કામમાં જે કુશળ હોય તેવાને સોધી કાઢી તે કામ તેની પાસે કરાવવું, એ વિશેની ચોકસાઇ નાયકને રાખવી પડતી.

પ્ર૦ એ સમયમાં રાજાનો હક કોને મળતો?

ઊ૦ લોકો એકઠા થઇ જેને રાજા ઠરાવે તે રાજા થાય. એવો રિવાજ હતો.

પ્ર૦ તે વખતની સ્ત્રીઓની અવસ્થા વિશે ટુંક વર્ણન કરો?

ઊ૦ તેઓ ઘણી ઉંચી અવસ્થામાં હતી. અને વેદનાં કેટલાંએક સુત્રો રાણીઓનાં અને સન્નારીઓનાં બનાવેલાં છે.

પ્ર૦ તે વખતની બીજી જાણવા જેવી બાબતો હોય તો કહો?

ઊ૦ તે વખતમાં લગ્ન એ પવિત્ર ગણાતુ. વર વહુ બને (દંપતિ) ઘરનાં ધણી હતાં, તેઓ દેવની ઉપાસના જોડે કરતાં. વરના મડદા સાથે વિધવાને બાળવાનો ચાલ નહોતો.

પ્ર૦ શોક કરનાર વિધવાને વેદમાં શી રીતે કહેલું છે?

ઊ૦ ઊઠ બાઈ આ જીવતા જગતમાં આવ. અમારી પાસે આવ તારા પતિ પ્રત્યે તારા પતિ ધર્મ તેં બજાવ્યા છે.

પ્ર૦ વેદમાં સતી થવાનું છે એવું બ્રાહ્મણો બતાવે છે, તે ખરૂં છે?

ઊ૦ ના, નથી લખેલું.

પ્ર૦ આર્યો સિંધુ ઉપર વસ્યા ત્યારે તેમની હાલત કેવી હતી ?

ઊ૦ પ્રથમ તેઓ ખેડુત થઇ ત્યાં રહ્યા હતા. અને હળ વડે જમીન ખેડતા, અને ગામ તથા નગરમાં રહેતા. વખતે પોતાનાં પશુને લઈ ભમતા, રથે બેશી લડવાની રીત હતી, પશુ એ તેમનું મુખ્ય ધન ગણાતું હતું, દંડ આપવાનું નાણું પણ એજ હતું, તેઓ ગોમાંસ ખાતા. અને સોમ નામે છોડનો દારૂ બનાવી પીતા અને દેવોને પણ તેજ ધરાવતા.

પ્ર૦ વેદના દેવો વિશે શું જાણવામાં છે?

ઊ૦ આર્ય લોકો પોતા ઉપર અને પોતાના દેવો ઉપર ભરોસો રાખતા. સૃષ્ટીની મોટી મોટી શક્તિઓ એ તેમના દેવ હતા; તેમાં ઇંદ્રની ( વરસાદ ) પદ્વી સૌથી મોટી હતી. કારણ કે સુકાળ અને દુકાળનો આધાર તેના ઉપર હતો; અને તે વખતે તે લોકોને પોતાના ખેતીના ધંધામાં તેની વધારે અગત્ય જણાઇ. ઇંદ્રથી ઉતરતો દેવ અગ્નિ ને માન્યો છે. તોફાનનો દેવ મરૂત (વાયુ) છે. ઘણું કરીને વેદમાં સૂર્ય, વાયુ, યજ્ઞ કામની સોમવલ્લીનો રસ અને બીજા ઘણા દેવોને વર્ણવ્યા છે. સઘળા મળીને તેત્રીસ છે. તેમાંથી અગીયાર દેવ લોકમાં, અગીયાર પૃથ્વી ઉપર, અને અગીયાર અંતરીક્ષમાં તેજસ્વી રહી વસે છે. એમ માનવામાં આવ્યું છે.

પ્ર૦ આર્યો પોતાના દેવ ઉપર કેવા ભાવ રાખતા?

ઊ૦ તેઓ તેમની સાથે મિત્ર ભાવે વર્તી રક્ષણ માગતા. અને પોતાના દેવની પૂજા કરતી વખતે તેમનું મન એટલું બધું ભરપુર રહેતું કે તે વખતે બીજા દેવ છે એવું તેમના મનમાં બીલકુલ આવતું નહી. અને તેજ તેમનો નિયંતા પરમેશ્વર હોય એમ તે દેવનું વંદન કરતા.

પ્ર૦ હિંદના મુળ વતનીઓ (અનાર્ય અને આર્ય લેકો પોતાના મડદાંની શી વ્યવસ્થા કરતા?

ઊ૦ અનાર્ય લોકો પોતાનાં મડદાંને દાટતા. અને આર્ય લોકોમાં બાળવાનો રિવાજ છે. વેદના મંત્રોમાં તેમણે મડદાને કહ્યું છે કે સિધાર તું, પ્રાચીન માર્ગે તું સિધાર. જે સ્થળે આપણા પિતૃ ગયા છે ત્યાં જા' પૂર્વજોને મળજે, જમ રાજાને મળજે, તારી અપૂર્ણતાઓ તજી સ્વધામે જા, કોઇ શરીરમાં જોડાઇ જા, પ્રકાશ માન વસ્ત્ર વાળુ રૂપ ધારણ કર,) વગેરે વળી એવું કહ્યું છે કે (જેને માટે અમૃતની નદીઓ વેહે છે. તેમની પાસે એને જવાદો. જેમણે ધ્યાન વડે જય મેળવ્યો છે તેમની કને એને જવાદો, જેઓ પોતાના વિચાર દૃઢ કરી સ્વર્ગે ગયા છે, જેઓ યુદ્ધમાં બળવાન, જે વીરો એ બીજાને અર્થે પ્રાણ ખોયા છે, જેમણે પોતાનું દ્રવ્ય ગરીબને

આપ્યું છે, તેમની પાસે એને જવાદો.) વગેરે.

પ્ર૦ અથર વેદ મંત્રમાં મડદાં વિસે શું કહ્યું છે?

ઊ૦ (તું અમને સ્વર્ગમાં લઇજા. ચાલો આપણી પત્નીઓને અને બાળકોને જઈ મળીએ.) સ્વર્ગમાં જ્યાં આપણાં વહાલાં સુખમાં વસેછે. આ દેહના દોષ પાછળ મૂકી લંગડા પણાથી છુટી ત્યાં આપણાં માબાપ અને આપણાં છોકરાંને જોઇએ.) (પાણી છાંટનાર દેવતા તને ઉપર લઈ જાઓ વાયુ તને શીતળ કરો. અને ઝાકળ વડે તને છાંટો.) (એને લઇ જાઓ. એને તેડી જાઓ. તેને તેની સંપૂર્ણ બુદ્ધિ સહિત પુણ્ય લોકમાં જવાદો. જે અંધારી ખીણ તેની આશ પાશ અમર્યાદ પ્રસરેલી છે. તે ઓળંગી અજન્મ આત્મા સ્વર્ગેચડો. જેને પાપના ડાઘા લાગ્યા છે તેના પગ ધુઓ. તેને ચોખે પગે ઉપર જવા દો. અંધકારને ઓળંગી અજન્મ આત્માને ઉપર સ્વર્ગે જવાદો.) વગેરે.

પ્ર૦ વેદ કેટલા છે તેનાં નામ સહીત કહો?

ઊ૦ ચાર. પેહેલો રૂગ વેદ' બીજો શામ વેદ. ત્રીજો યજુર્વેદ. અને ચોથો અથર્વેદ. આ વેદને બ્રાહ્મણોએ ઇશ્વર પ્રેરિત ગણ્યા છે.

પ્ર૦ બ્રાહ્મણ નામે ગ્રંથો વિશે શું જાણવામાં છે?

ઊ૦ એ ગદ્ય ગ્રંથો વેદના સંબંધના છે. અને તે પણ ઇશ્વર પ્રેરિત મનાય છે. તેમાં યજ્ઞો વિશે અને પુરો હિતો ને કરવાનાં કામ નો ખુલાસો છે.

પ્ર૦ ત્યાર પછી કીયા કીયા ગ્રંથો બન્યા અને તેમાં શી વાત છે?

ઊ૦ સૂત્રો. એટલે કાયદા. ઉપનીષદો. એમાં પરમેશ્વર અને આત્મા વિશે વિચાર લખ્યો છે ત્યાર પછી પુરાણો (જુની કથાઓ) બન્યાં.

પ્ર૦ પ્રાચીન આર્યોમાં કીયી કીયી કેટલી જ્ઞાતો હતી અને તે શી રીતે બની તે કહો?

ઊ૦ ચાર. બ્રાહ્મણ. ક્ષત્રી, વૈસ્ય, અને શુદ્ર. જે બુદ્ધિવાન કુળોમાં વેદ મંત્ર રચાયલા કે પાઠે થયેલા તેમને મોટા મોટા યજ્ઞ કરવા

નું કામ રાજા તરફથી સોંપવામાં આવ્યું હશે. તેથી બ્રાહ્મણ નાત જુદી પડી જણાય છે. જેમ જેમ આર્યો વધારે મુલક જીતતા ગયા તેમ તેમ ભાગ્યશાળી યોદ્ધાને બીજા કરતાં વધારે જમીન મળી, તે પોતાની મેળે ન ખેડતાં જીતાયલા (અનાર્ય) લોકો પાસે ખેડાવી તેઓ અને તેમની સાથે યુધ્ધે ચઢનારા ક્ષત્રી કહેવાયા વેપાર અને ખેતી વગેરે ધંધો કરનારા વૈશ્ય ગણાયા અને છેક હલકાં તથા ગંદાં કામ કરનારા શુદ્ર ગ્નાતીમાં ગણાયા.

પ્ર૦ એ ચાર ગ્નાતોમાં બ્રાહ્મણો વડાઇ શી રીતે મેળવી શક્યા?

ઊ૦ એ વડાઈ મેળવતાં પ્રથમ તેમને ક્ષત્રી વર્ગ સાથે ભારે લડાઇ લડવી પડી. છેવટે તેમને સમજાવ્યું કે બ્રહ્માએ જ્યારે આ જગત સૃરજ્યું, ત્યારે તેમના મુખમાંથી બ્રાહ્મણ થયા. બાહુ (હાથ) માંથી ક્ષત્રી, ઝાંગમાંથી અગર પેટમાંથી વૈશ્ય અને ચરણમાંથી શુદ્ર થયાછે.

પ્ર૦ બ્રાહ્મણના જન્મારાના કેટલા આશ્રમ છે. અને તે કીયા કીયા. તથા તે દરેકમાં તેમણે શી રીતે વર્તવુ?

ઊ૦ ચાર. ૧ લો- બ્રહ્મચર્ય- આ અવસ્થામાં કોઇ મોટી ઉમરના ગુરૂ પાસે રહી વિદ્યા અભ્યાસ કરવો, તથા ગુરૂની સેવા કરવી ૨. જો- ગૃહસ્થાશ્રમ. આ આશ્રમમાં લગ્ન કરી ગૃહસ્થાશ્રમ બજાવવો. તથા પોતાના પરિવારને ઉછેરીને સંસારનું અનુભાવિક ગ્નાન મેળવવું. ૩ જો—વાન પ્રસ્થ. આ આશ્રમમાં વનમાં કંદ મૂળ અને ફળાહાર કરી પોતાની ધર્મ સાધના કરવી. ૪ થો—સંન્યસ્ત. આ આશ્રમમાં સંસારનો કેવળ ત્યાગ કરવો. અને બ્રહ્મમાં ભળી જવાની મેહેનત કરવી. અને વગર માગે જે આવે તે વિના ખાવું નહીં.

પ્ર૦ મૂળથી ચાલતી આવતી કેળવણીનાં મૂળ કોણે રોપ્યાં અને તેમના વિશે શું જાણો છો?

ઊ૦ બ્રાહ્મણોએ. એમનાં મૂળ એટલાં ઉંડાં છે કે—જાત જાતના લોક હિંદ ઉપર સ્વારી કરી ફરી વળ્યા. ઘણા રાજ વંશો ઉદય થયા અને અસ્ત પામ્યા. ઘણા ધર્મો સ્થાપન થયા અને લય પામ્યા.

તોપણ ઇતિહાસનું શરૂ થવુ થયું ત્યારથી બ્રાહ્મણો શાંત પણે અમલ કર્યાં જાય છે લોકને વશ રાખે છે, લોક તેમને પુજે છે. અને પર પ્રજાઓ પણ તેમને હિંદમાં સર્વોત્તમ લક્ષણના ગણે છે.

પ્ર૦ વેદના દેવો વિશે પાછળથી બ્રાહ્મણોના સમજવામાં શું આવ્યું?

ઊ૦ તે દેવો વિશે તેમના સમજવામાં આવ્યું કે સુરજ, વરાળ, આકાશ. વાયુ અને ઉષા (પ્રભાત) એ દરેક જુદો અને સરજનહાર પરમેશ્વર હોઇ શકે નહિ પણ તે સઘળા કોઇ એક આદિ કારણથી ઉત્પંન થએલા હોવા જોઇએ પરંતુ આ વાત સર્વને જાહેર નહીં કરતાં પોતાને માટે એક અદ્વૈત પરમેશ્વરનો બોધ કર્યો અને બાકીના લોક સમુદાયને ચાર નાતો. ચાર વેદ, અને ઘણા દેવ માનવા દીધા. તેમાંના પણ જે વિચારવંત હતા તેતો સમજ્યા કે આરંભમાં એક નાત. એક વેદ, અને એક પરમેશ્વર હતો.

પ્ર૦ હિંદુના મુખ્ય દેવ કીયા કીયા અને તેમના વિશે શું જાણો છો?

ઊ૦ ત્રણ. બ્રહ્મા, વિષ્ણુ. અને માહેશ્વર, (મહાદેવ) એ ત્રણે રૂપ તેમના ગુણ ઉપરથી જુદાં પડ્યાં છે. બ્રહ્મા એ સરજાવનાર છે. શીવ એ નાશ કરનાર છે. અને ફરીને ઉત્પંન કરનાર છે. વિષ્ણુ એ પાલન કરનાર છે.

પ્ર૦ પાણીનીય વ્યાકરણ ક્યારે બન્યું તથા તેનો શો ઉપયોગ?

ઊ૦ ઇ.સ.પે. આશરે ૩૫૦ વરસ ઉપર એ બન્યું અને સંસ્કૃત ભાષા શીખવાનો મૂળ પાયો એ ગ્રંથ છે. અને એથીજ બ્રાહ્મણો આગળ વધ્યા છે.

પ્ર જ્યોતિષ વિદ્યાનો શોધ કોણે. શા માટે કર્યો અને તેના વિશે શું જાણોછો?

ઉ૦ વાર્ષિક યજ્ઞોના યોગ્ય દિવસ મુકરર કરવા સારૂ બ્રાહ્મણોએ એ વિદ્યાનો શોધ કર્યાનું સંભવે છે. તેમણે વરસના ૩૬૦ દિવસ ઠરાવ્યા હતા. અને તે સૌર વરસ કહેવાય છે. વરસના ખરેખરા ૩૬૫ દિવસ થવા જોઇએ. તેને માટે તેમણે દર પાંચ પાંચ વરશે એક અધિક માસ ઠરાવ્યો હતો. ચંદ્રની કળાનું, ગ્રહોની ગતિનું, રાશિ

ચક્ર વગેરેનું તેમને સારૂં જ્ઞાન હતું. અને વળી ગ્રીક લોકો પાસે-થી એમણે એ વિશે વધારે જ્ઞાન મેળવ્યું હતું આજે પણ એ વિ-દ્યાના પાંચ મત ચાલે છે. તેમાં એક રોમક મત છે. પરંતુ હિંદના બ્રાહ્મણો એ વિદ્યામાં ઘણા કુશળ હતા. અને તેમની પાસેથીજ એ વિદ્યા યુરોપ વગેરે ઠેકાણે ગએલીહતી. જ્યારે મૂસલમાન લો કોનું આ દેશમાં આવવું થયું. ત્યારે એ વિદ્યાની પડતી થઇ તો પણ હિંદી ખગોળ વેત્તા વખતે વખત થતા. ઇ. સ. ૧૭૦૨ માં ફ્રેન્ચ ખગોળ વેત્તા દીલા હૈરે તારાની યાદી પ્રસિદ્ધ કરી હતી. તેમાં હિંદી ખગોળ વેત્તા રાજા જય સિંહે ભૂલ કાઢી સુધારી હતી.

પ્ર૦ વૈદ્યક શાસ્ત્ર વિશે શું જાણો છો?

ઉ૦ બ્રાહ્મણોએ પોતા સારૂ આ વિદ્યાનો શોધ પણ કર્યો. તેને શરીર વ્યવચ્છેદ વિદ્યા કહે છે મીણની આકૃતિઓ બનાવીને અને ઝાડ ની ડાળીઓ વડે છેદવાની વિદ્યા તેઓ પોતાના વિદ્યાર્થીઓને શી ખવતા. અને મડદાં ચીરવામાં પણ તેઓ દોષ ગણતા નહીં. બૌદ્ધના વખતમાં ઘણાં દવાખાનાં ઉઘાડયાં હતાં. બ્રાહ્મણો પાસે થી આ વિદ્યા ગ્રીક અને આરબો શીખ્યા. તેમની પાસેથી તે યુ રોપમાં ગઇ. આજે પણ ત્યાં હિંદના પ્રખ્યાત વૈદ્ય ચરકના મતને પ્રમાણ કરે છે.

પ્ર૦ એ વિદ્યાની પડતી વિશે શું જાણો છો?

ઉ૦ બૌદ્ધ ધર્મની પડતી થયા પછી નાત રૂપી બંધન થયું. ત્યારથી લોહી અને મૃત પદાર્થને અડવામાં બ્રાહ્મણો છીટ કરવા લાગ્યા. તેથી વૈશ્ય જાતિની મા અને બ્રાહ્મણ બાપથી ઉત્પન્ન થએલી વૈ દ્ય નામે નીચી નાતને તેમણે તે કામ સોંપ્યું. કાળાંતરે એ વૈ દ્ય જાતિ પણ મડદાંને અડવાથી અને મુએલાં જનાવરોને ચીરીને જોવા વગેરેની ક્રિયાથી વેગળી રહી પછી મુસલમાન લોકોનું આ દેશમાં આવવું થયું. ત્યારથી તે જાતના વૈદ્ય હિંદમાં દાખલ થયા, અને મૂળ વિદ્યાનો ઉચ્છેદ થયો.

પ્ર૦ હાલ એ વિદ્યા વિશેની કાંઇ હકીકત જાણો છો?

ઊ૦ ઈંગ્રેજ સરકારના આશ્રય તળે ઘણા વિદ્યાર્થીઓ એ વિદ્યા શીખવા લાગ્યા છે. એટલે એ વિદ્યાનો પાછો ઉદય થવા માંડયો છે.

પ્ર૦ સંગીત શાસ્ત્ર (ગાયન કળા) વિશે શું જાણો છો?

ઊ૦ ઈ. સ. પે. આશરે ચારસેં વરસ ઉપર એ વિશેનાં પુસ્તકો બ્રાહ્મણોએ બનાવ્યાં. તેના મુળ સાત સર કલ્પેલા છે તે હિંદમાંથી ઇરાન અને અરબસ્તાનમાં ગયા. અને ત્યાંથી ઇ. સ. ના ૧૦ મા સૈકામાં યુરોપમાં દાખલ થયા. મુસલમાન લોકોના અમલમાં તેની પડતી થઈ પરંતુ હાલમાં સ્વદેશ હિતકારી દેશી ગૃહસ્થોએ હિંદી સંગીતને ખુબ સજીવન કીં છે

પ્ર૦ હિંદુઓના જુના કાયદાનાં પુસ્તકો કીયાં કીયાં છે અને તે ક્યારે બનેલાં?

ઊ૦ ૧ ગૃહ્ય સુત્ર એ ઈ. સ. પે. આશરે ૭૦૦ વરસ ઉપર બન્યું ૨ જુ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિનું ઇ. સ. પે. ૨૦૦ વરસ ઉપર બન્યુ. ૩ જુ મનુ સ્મૃતિનું એ ઈ. સ. પે. ૧૦૦ વરસ ઉપર બન્યું.

પ્ર૦ એ કાયદામાં તેમણે શી બાત દાખલ કરેલી છે?

ઊ૦ એમાં અને એમની ટીકાઓમાં લખ્યા પ્રમાણે ઘણું કરીને હિંદુઓનો ઘર વહેવાર ચાલે છે તેના કર્તાઓએ તેના ત્રણ ભાગ કરેલા છે. પેહેલો આચારાધ્યાય. તેમાં ઘર અને સંસારના અધિકાર અને કરતવ્યો વિશે લખ્યું છે. બીજો વ્યવહારાધ્યાય, તેમાં ન્યાય પ્રકરણ દાખલ કરેલુ છે ત્રીજો પ્રાશ્ચિતાધ્યાય. એમાં ધર્મને લગતાં પ્રાશ્ચિતો કરવાની ક્રિયા અને તપ વગેરે બાબત લખી છે. એ સિવાય લગ્ન, વારસો, અને આહાર વિશે ઘણા નિયમો તેમાં દાખલ કરેલા છે. અને જુદી જુદી નાતો વચ્ચે કન્યા આપ લે કરવાનું તેમાં બંધ કર્યું છે. પરંતુ ઉત્તમ સ્મૃતિ કારોએ દેશાચાર પાળવાને માટે છુટ આપેલી છે.

પ્ર૦ મહા ભારતમાં શી હકીકત લખવામાં આવી છે?

ઊ૦ ચંદ્ર વંશના ભરત કુળનાં બે કુટુંબો હસ્તીના પુરની ગાદી માટે લડયાં, તેનું વર્ણન તેમાં કરેલું છે.

પ્ર૦ એ હસ્તિના પુરનો રાજા કોણ હતો. તેનું શું થયું. તથા તેને કેટલા પુત્ર હતા તેનાં નામ સાથે કહો.

ઊ० પાંડુ તેને શ્રાપ થવાથી રાજ પાટ પોતાના આંધળા ભાઇ ધૃતરાષ્ટ્રને સોંપી તેણે સ્ત્રીઓ સાથે હિમાલયના અરણ્યમાં જઇ વાસ કર્યો અને ત્યાંજ મૃત્યુ પામ્યો. તેને યુધિષ્ટિર (ધર્મ), અરજુન, ભીમ, નિકુળ, અને સેહેદેવ એ પાંચ દીકરા હતા. તે પોતાના ભાઇના રક્ષણમાં મૂક્યા હતા. આગલ તેઓ પાંડવોને નામે ઓળખાયા.

પ્ર० ધૃતરાષ્ટ્રને કેટલા પુત્ર હતા તથા તેમાં વડો કોણ હતો ?

ઊ० સો. તેમાં વડાનું નામ દુર્યોધન હતું અને તેઓ કૌરવોને નામે ઓળખાયા.

પ્ર० ધૃતરાષ્ટ્રે યુવરાજ કોને નીમ્યો, અને તેનું શું પરિણામ થયું ?

ઊ० ખરે ખરી રીતે રાજ્યના માલિકો પાંડવો હતા. માટે તેણે તેમાંના વડા યુધિષ્ટિરને યુવરાજ નીમ્યો અને તેના નામથી રાજ્ય રક્ષક તરીકે પોતે રાજ કરવા માંડયું. આમ કરવાથી કૈરવો દૂભાયા. અને તેથી પાંડવો અને કૈરવો વચ્ચે દ્વેષ ઉત્પન્ન થયો. તેનું પરિણામ એ થયું કે આખરે તેમણે પાંડવો ને વનમાં જવાની જરૂર પાડી. ત્યાં તેઓ જે ઝુપડાંમા રહ્યા તે બાળી મુક્યાં. તેથી બ્રાહ્મણને વેશે તેમને ત્યાંથી નાશી જવું પડયું.

પ્ર० ત્યાર પછી શી રીતે બન્યું?

ઊ० તેઓ બ્રાહ્મણને વેશે છાના વનમાં ભટકતા હતા તેવામાં દ્રૌપદ રાજાએ દ્રેપદીને માટે સ્વયંવર કર્યો. ત્યાં તેઓ જઈ ચઢયા. એ સ્વયંવરનો નિયમ એવો હતો કે ધનુષ્ય વડે જે પોતાનાં પરાક્રમ દેખાડી વડાઇ મેળવે તેને તે કંન્યા વરે ઘણા રાજા રાણા ત્યાં આવેલા હતા, પણ તે કામ કોઇથી થઇ શક્યું નહીં પણ પાંડવોમાંથી અરજુને તે કર્યું. તેથી દ્રૌપદીએ તેને વરમાળ આરોપી, તે પાછળથી પાંચે ભાઇઓની પત્ની થઇ,અને દ્રૌપદે પાંચેને કન્યાદાન દીધું ત્યાર પછી ધૃતરાષ્ટ્રે પોતાના દીકરાઓને સમજાવી પાંડવોને બોલાવ્યા અને રાજ્યનો અરધો ભાગ તેમને આપ્યો. પાંડવોએ પોતાની રાજધાની ઇંદ્ર પ્રસ્થ (દિલ્હી) માં કરી આ પ્રમાણે સમાધાન થયું. તો પણ કૌરવોના મનમાંથી દ્વેશ ગયો નહીં. થોડો કાળ સલુકાઇ

રહ્યા પછી તેમણે યુધિષ્ટિરને જુગટુ (ધુત) રમવા બોલાવ્યા. તેમાં યુધિષ્ટિરે પોતાનુ રાજ્ય, ભાઇઓ પોતે અને દ્રૌપદી એ સર્વ ખોયાં. પરંતુ આવી દુષ્ટ રીતે મેળવેલુ ધન વગેરે પોતાના છોકરા પાસેથી ધૃતરાષ્ટ્રે પાછુ અપાવી સમાધાન કર્યું. વળી બીજી વાર રમવા બોલાવ્યા, તેમાં પણ યુધિષ્ટિર સર્વસ્વ હાર્યા અને પોતાના ભાઇઓ અને પત્ની સહિત બાર વરસ વનમાં રઝળવાની જરૂર પડી.

પ્ર૦ આ દેશ નિકાલની મુદત પુરી થયા પછી શું બન્યું?

ઊ એ પાંચે ભાઈઓ પોતાની ફોજ સહિત રાજ્ય પાછુ લેવા આવ્યા, ઘણી લઢાઈઓ થઇ દેવો અને દેવતાઇ વીરો એ યુદ્ધમાં શામિલ થયા. અંતે કૌરવો રણમાં પડયા, અને પાંડવોનાં સગાં અને મિત્રોનો પણ કાળ થયો. ફકત પાંડવો પોતે બચ્યા. ધૃતરાષ્ટ્રે તેમને રાજ્ય સોંપ્યુ, ત્યાર પછી તેમણે અશ્વમેધ યજ્ઞ કરી મહારાજાધિરાજ પદ મેળવ્યું, પરંતુ પોતાના સગા સહોદર લઢાઇમાં મુએલાં તેનો ખેદ થવાથી તેઓ પોતે દ્રૌપદી, અને એક નિમક હલાલ કુતરો સાથે લેઈ મેરૂ પર્વતમાં ઇંદ્રનું સ્વર્ગ છે ત્યાં જવા હિમાલય ગયા.

પ્ર૦ ત્યાં જતાં રસ્તામાં શી રીતેબન્યું?

ઊ૦ જેમ જેમ આગળ ગયા તેમ તેમ આ શોકાતુર પ્રવાસીઓ એક પછી એક મૃત્યુ પામ્યા. માત્ર યુધિષ્ટિર અને કુતરો એ બંને સ્વર્ગની ભાગોળ સુધી જવા પામ્યા.

પ્ર૦ પછી તેમનું શું થયું?

ઊ૦ તેને ઇંદ્રે અંદર પેસવાનું કહ્યું પણ તેણે કહ્યું કે મારી મૈયત પત્ની, અને ભાઇઓ વિના નહીં પેસું ઈંદ્રે તેના માગ્યા પ્રમાણે કબુલ કર્યું. ત્યારે યુધિષ્ટિરે પોતાના કૂતરાને પણ સાથે લેવા અરજ કરી પણ તે અરજ ના મંજુર કરી, અને તેમને નરકમાં નાંખ્યાં. ત્યાં તેણે પોતાના ઘણાક સાથીઓને દુઃખમાં પડેલા જોયા. તેથી તેણે એવો ઠરાવ કર્યો કે સ્વર્ગમાં એકલાં સુખ ભોગવવા કરતાં એમની જોડે રહી એમના દુઃખમાં ભાગ લેવો એ વધારે સારૂ છે પાછળથી તેને જણાવ્યું કે આ સર્વ માયા છે. અને તેમની સર્વ ટોળી સ્વર્ગમાં બેઠેલી તેણે જોઈ.

પ્ર૦ રામાયણનું પુસ્તક ક્યારે બન્યુ અને કોણે બનાવ્યું તથા તેમાં શી વાત લખી છે?

ઊ૦ ઈ.સ.પે. આશરે એક હજાર વરસ ઉપર વાલ્મિકે બનાવ્યાનું જણાય છે. અને તેમાં અયોદ્ધાના સૂર્યવંશી રાજા દશરથના કુંવર રામનાં ચરિત્ર વર્ણવેલાં છે. આ પુસ્તકના આરંભમાં રામનું ચમત્કારિ જન્મ ચરિત્ર અને બાળપણનું વૃત્તાંત આવે છે. ત્યાર પછી રામ સીતાને પરણ્યા તે અને દસરથે તેમને ગાદીના વારસ (યુવરાજ) ઠરાવ્યા તેનુ વર્ણન આવે છે. ત્યાર પછી રામને વનવાસ જવું પડ્યું તે આવે છે.

પ્ર૦ રામને વનમાં શા માટે જવું પડયું, કોણ કોણ ગયું અને ત્યાં શું બન્યું ?

ઊ૦ તેમને યુવરાજ નીમ્યા એ વાત તેમની ઓરમાન માને ગમી નહીં. અને રીસાઈ. તેણે પોતાના છોકરા ભરતને યુવરાજ નીમવાની અને રામને ૧૪ વરસ વનમાં જવાની હઠ લીધી. વચને બંધાએલા રાજાને તેમ કરવાની જરૂર પડી, રામે પોતાના બાપનું વચન પાળ્યું. અને સીતા સહિત તે વનમાં ગયા. ત્યાર પછી દશરથનો કાળ થયો ભરત રામને પાછા તેડવા ગયા પણ મુદત પુરી થએ આવવાનું કહ્યું. ઘણા દિવસ વનમાં રહ્યા. પછી દક્ષિણનો મૂળ વતની કે દૈત્ય રાવણ સીતાની સુંદર કાંન્તિની કિર્તિથી મોહ પામી તેનું હરણ કરી લંકાંમાં લઈ ગયો.

પ્ર૦ ત્યાર પછી શી હકીકત બની ?

ઊ૦ ત્યાર પછી દક્ષિણની મૂળ જાતો જોડે મળી જઇ રામે સીતાની સોધ કરાવી. એ મૂળ વતની જાતોનાં વાંદર અને રીંછ નામ આપ્યાં છે. કપી સેનાપતિ હનુમંતે લંકાંમાં જઇ સીતાની સોધ કરી રામને ખબર કહી, પછી રામે સમુદ્ર ઉપર પાળ બાંધી પોતાનું લશ્કર પાર ઊતાર્યું અને લંકાંમાં ગયા ત્યાં ભારે લઢાઇ થઇ તેમાં રામે રાવણને માર્યો. અને સીતાને છોડાવી. સીતાએ પોતાનુ પતિ વ્રત પણું બરોબર સાચવ્યું છે

તે બાબત તેણે અગ્નિ ધીજથી સાબિત કરી આપ્યું. પછી રામ અયોદ્ધામાં આવ્યા. ત્યાર પછી દેશમાં દુકાળ પડયો. તેથી રામના મનમાં આવ્યું કે સીતાએ પતિ વૃત પણું બરોબર સાચવ્યું નથી, આ કારણથી તેને વનમાં કાઢી મૂકી. ત્યાં તેને બે પુત્ર થયા, રામે અશ્વ મેધ યજ્ઞ કર્યો. પછી સીતાની સાથે રામ મનાયા, અને ઘણા વરસ સુધી રાજકર્યું.

પ્ર૦ રામાયણ અને મહા ભારતની પછીનાં બનેલાં વીરરસ કાવ્યોમાં કીયાં કીયાં ઉત્તમ છે અને તેનો બનાવનાર કોણ તથા તેમાં શીબાબત લખેલી છે.

ઊ૦ રઘુવંશ અને કુમાર સંભવ એ બંને મહા કવિ કાળીદાસે બનાવ્યાં છે રઘુવંશમાં સૂર્ય વંશી રઘુ રાજાની અને તેમાં વિશેષ્યે કરી રામની કિર્તિનું વર્ણન છે. અને કુમાર સંભવમાં યુદ્ધના દેવ ( કાર્તિકેય ) નું જન્મ ચરિત્ર છે.

પ્ર૦ સંસ્કૃત નાટકો કીયાં કીયાં છે અને તેનો બનાવનાર કોણ ?

ઊ૦ સકુંતલા નાટક અને મૃચ્છ કટી નાટક એનો બનાવનાર મહા કવિ કાળીદાસ તે વિક્રમના દરબારમાં રહેતો,

પ્ર૦ સકુંતલા નાટકમાં શી હકીકત છે?

ઊ૦ ચંદ્ર વંશમાં દુસ્યંત કરીને રાજા હતો. તે વનમાં જઈ રહેલા કોઇ બ્રાહ્મણની કંન્યાને પરણ્યો હતો. અને તેને નિશાની સારૂ એક વિંટી આપી હતી. એ વિંટી તેની પાસેથી ખોવાઈ ગઇ. થોડા વખત પછી તેને છોકરાનો જન્મ થયો. તેને લઇ તે રાજા પાસે ગઇ પણ તેણે તેને ઓળખી નહીં. કારણ કે વિંટીતો ખોવાઇ ગઇ હતી. પાછળથી વિંટી જડી આવી, અને ધણી ધણીયાંણી ભેગાં થઇ રહ્યાં. એ સકુંતલાથી થએલા પુત્રનું નામ ભરત પાડયું.

પ્ર૦ મૃચ્છ કટી નાટકમાં શી હકીકત છે ?

ઊ૦ આ દશ અંકી નાટકમાં નિરપરાધીનુ ઉગરવું, અને અપરાધીનુ સજા પામવું, એટલે નળ અને દમયંતી વિશે છે. અથવા જુગારી રાજા. અને પતિ વૃતા સ્ત્રી વિશેની કાવ્ય કળા છે.

# પ્રકરણ ૫ મું.

પ્ર૦ બૌદ્ધ ધર્મ સ્થાપનાર કોણ અને તેના વિશે શું જાણો છો ?

ઉ૦ શક્ય લોકના અધિપતિ રાજા સુધ્દોદનના કુવર ગૈતમે (બુધ) એ ધર્મ સ્થાપન કર્યો તે ઈ૦સનના નવમા સૈકા સુધી ટકી રહ્યો. ગૌતમ નાન પણથી એકાંત વાસમાં રહેતો. પરંતુ પરાક્રમી હોઈ સ્વયંવરમાંથી કંન્યા પરણ્યો હતો. ત્યાર પછી દશ વરસ સંસાર વેહેવાર ચલાવ્યો. ત્રીસ વરસની ઉમરે તેને પુત્ર થયો. ત્યાર પછી સંસાર ત્યાગ કરી તે વનમાં તપ કરવા ગયો. છવરસ તપ કરી દેહ દમન કર્યા પછી તેને માલમ પડયું કે આમ કરવાથી મુક્તિ મળવાની નથી. તેથી તેણે તેમ કરવું બંધ કરી જાહેર ઉપદેશ કરવા માંડયો. સાધારણ લોકોએ તેનો ઉપદેશ સોથી પહેલો ગૃહણ કર્યો તેમાં પણ સ્ત્રી જાતિ વધારે હતી. બોધ કરવાને તે વરસમાં આઠ માસ મુસાફરી કરતો. અને ચોમાસાના ચાર માસમાં જ્યાં પોતે રહેતો ત્યાં ઉપદેશ કરતો આ પ્રમાણે કરવાથી મોટા મોટા રાજા, રાણા, વેહેપારી, કારીગરો, બ્રાહ્મણો, તપસ્વીઓ, ખેડુતો, શુદ્રો, અને ઊંચા કુળની સ્ત્રીઓ તેમાં ભળી છેવટે તે પોતાના નગરમાં બોધ કરવા ગયો. તેના ઘરડા પિતાએ તેનો બોધ સ્વિકાર્યો. તથા તેનો કુવર તેનો શિષ્ય થયો. અને પત્ની આરજન થઇ આખરે ઇ૦સ૦પે૦૫૪૩ માં ૮૦ વરસની ઉમરે તેણે દેહ છોડયો.

પ્ર૦ એનો શો બોધ હતો અને તેનું શું પરિણામ થયું?

ઉ૦ તેનો એવો બોધ હતો કે મોક્ષ માર્ગ સઘળા માણસને સરખો ખુલ્લો છે. કોઈ કલ્પિત દેવોને સંતોષ્યાથી ઉદ્ધાર થતો નથી. પણ પોતાની કરણીથી થાય છે, આ ભવમાં સુખ કે દુઃખ પડે એ પાછલા ભવનુ પરિણામ છે. ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળમાં આપણું કલ્યાણ તે આપણા હાથમાં છે. કારણ કે જેવું કરીશું તેવું પામીશું આ પ્રમાણે તેણે બોધ ક

ર્યો. તેના પરિણામમાં યજ્ઞો બંધ થયા. અને બ્રાહ્મણો ગુરૂ તરી
કે હક રાખતા હતા તે રદ થયો.

પ્ર૦ બ્રાહ્મણ ધર્મ કરતાં આ ધર્મ વધારે ફેલાવાનું શું કારણ હતું ?

ઉ૦ બ્રાહ્મણોએ પોતાના તમામ વિધિઓ આર્ય જ્ઞાતિના દ્વિજને માટે
રાખ્યા હતા. અને બૌદ્ધ માર્ગ વાળાએ તો ઉંચી અને નીચી ત-
મામ જાતોને સરખી ગણી બોધ આપવા માંડ્યો હતો.

પ્ર૦ બૌદ્ધ સભાઓ વિશે તમારા જાણવામાં હોય તે કહો. ?

ઉ૦ તેની પહેલી સભા પટણામાં ભરાઇ હતી. તેણે બૌદ્ધનાં વચન,
તેની નીતિના નિયમ, અને તેના મત. એ રીતે ત્રણ સંગ્રહ જુદા
જુદા કર્યા. ત્યાર પછી સો વરસ ગયા પછી એક સભા ભરાઈ
હતી તે બીજી સભા કહેવાય છે. ત્યાર પછી એ ધર્મને નામે ખો-
ટારૂ ચાલવા માંડયું. તે બંધ કરવા અશોકે સભા પટણામાં બો-
લાવી હતી. તે ત્રીજી સભા કહેવાય છે.

પ્ર૦ અશોક વિશે શું જાણવામાં છે. ?

ઉ૦ ઈ૦ સ૦ ૨૫૭ માં બહારનો રાજા અશોક એ ધર્મમાં દાખલ થયો.
તેણે ગોરજીઓને આશ્રય આપ્યો. અને તેનાં મુળ તત્વોનાં જાહે-
રનામાં કર્યા. ઘણા ઉપદેશો સ્તંભો ઉપર, ગુફાઓમાં અને ખ-
ડકો ઉપર કોતરાવ્યાં. અને એ ધર્મનાં પૂસ્તકો માઘધી ભાષામાં
લખાવ્યાં. એકંદરે તેણે તેને રાજ્યધર્મ તરીકે માન્યો.

પ્ર૦ કનિસ્ક વિશે શું જાણો છો ?

ઉ૦ એ સિથિઅન રાજા વાવ્ય હિંદમાં સુમારે ઇ. સ.૪૦માં રાજ્ય કરતો
હતો. તે બૌદ્ધ ધર્મ પાળતો. તેથી તેણે તે ધર્મનું સોધન કર્યું છે.
તે સોધન ઉત્તર ગ્રંથને નામે પ્રસિદ્ધ છે. એ ગ્રંથ હાલ ટિબેટ,
તાર્તરી, અને ચીનમાં ચાલે છે.

પ્ર૦ બૌદ્ધ ધર્મને આશરો આપનાર અશોક અને કનિસ્ક શિવાય બીજો
કોઈ રાજા હતો ? અને તેના વિશે શું જાણો છો ?

ઉ૦ શિલાદિત્ય. તે સાતમા સૈકામાં ઉત્તર હિંદમાં અમલ ચલાવતો
હતો. તેણે એક સભા બોલાવી હતી. એ સભામાં એ વખતના
હિંદના બંને ધર્મનું કામ ચાલ્યું હતું. પહેલો બૌદ્ધ પંડિતો

અને બ્રાહ્મણોનો સંવાદ થયો. પછી કનિસ્કના ઉત્તર ગ્રંથને માનનારા અને અશોકના દક્ષિણ ગ્રંથને માનનારા, એ બંને પંથો વચ્ચે વાદ થયો. સભાને પેહેલે દિવસે બૌદ્ધની મૂર્તિની સ્થાપના થઇ અને બીજે દિવસે બ્રાહ્મણોના સૂર્ય દેવની પ્રતિષ્ઠા કરવામાં આવી અને ત્રિજે દિવસે શિવની મૂર્તિ સ્થાપવામાં આવી હતી.

પ્ર૦ બોદ્ધ ધર્મને માનનારા કીયા કીયા દેશ છે?

ઉ૦ અફ્ઘાનિસ્તાન, નેપાળ પૂર્વ તુર્કસ્તાન, ટિબેટ, મોંગોલિઆ, માન્ચુરીઆ, ચીન, જાપાન, પૂર્વ આર્કિપેલેગો, સિઆમ બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, અને હિદ. વગેરે હિંદમાં હજી તેના પેટાનો જૈન ધર્મ ચાલે છે.

---

# પ્રકરણ ૬–અ–૭ મું.

પ્ર૦ સિકંદરની સ્વારી ક્યારે થઇ અને તેના સામે કોણ થયો, તે હકીકત તેના પરિણામ સાથે કહો ?

ઉ૦ ઇ૦સ૦ પે૦ ૩૨૭ માં મહાન સિકંદરે હિંદ ઉપર સ્વારી કરી. તે વખતે પૌરસ રાજા સામે થયો. દારૂણ યુદ્ધ થયું તેમાં પૌરસનો કુંવર રણમાં પડયો તથાં પોતે જખ્મી થયો આખરે સલાહ થઇ. અને પૌરસને ગાદી પતી કાયમ રાખ્યો, એ લઢાઇની યાદ ગીરીમાં બુકેફલા અને નિકાયા એ બે નગર સિકંદરે વસાવ્યાં પછી પંજાબને રસ્તે તે પોતાના દેશ તરફ પાછો વળ્યો.

પ્ર૦ પોતાના દેશ તરફ પાછાં વળતાં તેણે શાં શાં કામ કર્યા ?

ઉ૦ પંજાબથી તે દક્ષિણમાં સિંધ તરફ વળ્યો. રસ્તામાં મુલતાનમાં માલ્લી જાતના લોકો જોડે લડતાં તે ઘવાણો પછી પંજાબની પાંચ નદીઓ એકઠી થાય છે ત્યાં સિકંદ્રીઆ નામે નગર વસાવ્યું પછી સિધમાં પાતાળ નગર (હૈદ્રાબાદ) વસાવ્યું પછી દરિઆ કિનારા સુધી મુસાફરી કરી પોતાના દેશ તરફ વળ્યો અને ત્યાં ઇ૦સ૦પે૦૩૨૩ માં મરણ પામ્યો.

પ્ર૦ સિકંદરના મરણ પછી તેના રાજ્યની શી વ્યવસ્થા થઇ ?

ઊ૦ તેના રાજ્યના ઘણા હિસ્સા પડયા તેમાં હિંદ અને બાકત્રિઆ એ બે તેના વજીર સેલ્યુકસને મળ્યાં.

પ્ર૦ સેલ્યુકસને કોની સાથે લડાઇ થઇ અને તેમાં શું પરિણામ આવ્યું ?

ઊ૦ ઇ૦સ૦પે૦૩૧૨ માં ચંદ્રગુપ્ત સાથે. તેમાં સેલ્યુકસ હાર્યો. અને તેને કાબુલની ખીણમાં જીતેલો મુલક (બાક્ત્રિઆ) અને પંજાબ વેચાણ આપ્યા અને તે હિંદી મહારાજાને પોતાની કુંવરી પરણાવી.

પ્ર૦ એ વખતમાં હિંદની હાલત કેવી હતી ?

ઊ૦ તે વખતના હિંદુઓ શૌર્યમાં ચઢિઆતા હતા. બારણે તાળાં વાસવાની જરૂર પડતી નહીં. હિંદુઓ જુઠું બોલતા નહી અને નીસો પણ કરતા નહોતા તેઓ ઉદ્યોગી હતા. ખેતી કરવામાં સારા અને હુનરમાં ચતુર હતા, પોતાના દેશી રાજાની નીચે શાંતિમાં રહેતા તે વખતનો રાજ્ય વહિવટ મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતો મેગાસ્થનેસના કહેવા પ્રમાણે તે વખતે હિંદનો રાજ્ય વહીવટ ૧૧૮ ભાગમાં વેહેચાયલો હતો. અને દરેક ગામ સ્વતંત્ર પ્રજા સત્તાક રાજ્ય હોય એમ જણાતુ. ખેડુતને યુદ્ધ અને સરકારી કામથી બાતલ કર્યા હતા. વરસાદ ઉપરજ ખેતીનો આધાર હતો.

પ્ર૦ શક લોકો વિશે શું જાણવામાં છે ?

ઊ૦ એ લોકોનો મૂળ વાસ મધ્ય એશિઆના પૂર્વ તરફ હતો ગ્રીક સ્વારીઓ બંધ થયા પછી એ લોકોએ હિંદ ઉપર સ્વારીઓ કરવા માંડી તેમના મુખ્ય સરદાર જેંધિસખાં અને તિમૂર હતા. પ્રથમ તેમણે ગ્રીકો પાસેથી બાકત્રિઆ જીતી લીધું અને પછી પંજાબમાંનાં બાકત્રિઅન સંસ્થાન જીતી ત્યાં એક બળવાન રાજ્ય સ્થાપ્યું, અને કાશ્મી તેની રાજધાની કરી તેનો પહેલો અને નામાંકિત રાજા કનિસ્ક થયો. તેણે પો

તાની રૈયત પાસે બૌધ ધર્મ પળાવ્યો. એ શક લોકોને માળ વાના રાજા વિક્રમાજીતે ઇ૦સ૦પે૦૫૭ માં અને દક્ષિણના શાલિવાહને ઇ૦સ૦૭૮ માં જીત્યા હતા તેથી તેમના શક હજી એ હિંદમાં ચાલે છે. ત્યાર પછી તેમની સાથે શાહ કુળના. ગુપ્ત વંશના , અને વલ્લભીના રાજાઓએ લાંબી મુદત સુધી ઝઘડા ચલાવ્યા હતા. તે વખતે રાજ્ય ધર્મ બૌધ હતો.

---

## પ્રકરણ ૮ મું.

પ્ર૦ અનાર્ય, આર્ય, અને શક લોકોની હાલત વિશે શું જાણવામાં આવ્યું છે ?

ઊ૦ અનાર્ય લોકો શિકાર વડે ગુજરાન ચલાવતા. બે કે વધારે ભાઇઓ વચ્ચે એક વહુ કરવાનો તેમનામાં રિવાજ હતો . વારસો તેમનાં છોકરાંને નહી મળતાં બેનના છોકરાંને મળતો તેઓ દાનવોને પૂજતા અને માણસોનો ભોગ આપતા આર્ય લોકો જમીન ખેડવાનો ઉદ્યમ કરતા એક સ્રીને એકજ વર એવો તેમનામાં ધારો હતો કુળાચાર દાય ભાગના કાયદા હાલના જેવાજ તે કાળે પણ હતા અને દિવ્ય અને હિતકારી દેવોને પૂજતા અતિ જુના શક લોકો ઘણું કરીને અનાર્ય લોકો જેવાજ હતા પરંતુ જે શક લોકોનાં ધાડાં હિંદમાં આવ્યાં તેઓ અનાર્ય લોકોના જેવા શિકાર ઉપર ગુજરાન ચલાવનારા નહોતા તેમ ખેતી કરનારા પણ નહોતા. તેઓ ભરવાડ અને ગોવાળીઆ હોઈ મધ્ય એશિઆમાં પોતાનાં ઢોરાં સહીત ભટકતા ફરતા. અને યુદ્ધમાં કુશળ હતા

પ્ર૦ બોદ્ધ ધર્મને કોણે અને કયારે હાંકી કાઢયો ?

ઊ૦ ઇ૦સ૦ના આઠમા સૈકામાં કુમારિલ ભટે એ ધર્મનું ખંડન કર્યું એનો નાશ થવાનાં બે કારણો હતાં એકતો તેને પોતાનો ક્ષય લાગેલો હતો. અને બીજું બ્રાહ્મણોએ તેનો નાશ કરવાને ઇલાજ શોધી કાઢયો કે તેમણે વેદ ધર્મની સાથે બોદ્ધ ધર્મ અને અનાર્ય લોકોના જંગલી રિવાજ દાખલ કર્યા.

પ્ર૦ દ્વિજ અને અનાર્યમાં હાલ શો તફાવત છે ?

ઊ૦ દ્વિજ ગ્નાતીઓ જનોઇ પેહેરે છે અને વેદના પવિત્ર ગ્રંથોનો અભ્યાસ કરવાનો તે દાવો રાખે છે અનાર્ય જાતોને જનોઇ દેવા માં આવતી નથી. અને ઇંગ્રેજ સરકારના રાજ્યમાં નિશાળો સ્થાપન થઇ ત્યાં સુધી તેમને વેદના પવિત્ર ગ્રંથોનો અભ્યાસ કરવા દેતા નહીં.

પ્ર૦ ભક્ત માળ વિશે શું જાણવામાં છે ?

ઊ૦ એ પુસ્તક આશરે ત્રણસેં વરસ ઉપર નાભાજીએ બનાવ્યું તેમાં મધ્ય યુગમાં થએલા સંતોનાં ચરિત્ર અને ચમત્કારની વાતો દાખલ કરેલી છે.

પ્ર૦ શંકરાચાર્ય વિશે શું જાણો છો ?

ઊ૦ એ કુમારિલ ભટનો શિષ્ય હતો. અને એનો જન્મ મલબારમાં હતો. એણે દક્ષિણથી તે કાશ્મીર સુધી પ્રવાસ કરી સગુણ ઇશ્વરનો બોધ કરી બૌદ્ધ ધર્મનું ખંડન કર્યું એના મતને અનુંસરનારાએ શંકર (શીવ) અને તેની પત્ની ઉમાને પુજવા માંડયાં. એણે ૩૨ વરસની ઉમરે કેદાર નાથમાં પોતાનો દેહ મુકયો.

પ્ર૦ વિષ્ણુંના માનુંષી અવતાર કીયા કીયા થયા અને તેના વિશે શું જાણવામાં છે?

ઊ૦ રામા અવતાર અને કૃષ્ણા અવતાર તેમને નામે અગણિત પ્રેમની ગાથાઓ થએલી છે.

પ્ર૦ વૈષ્ણવ આચાર્યો કીયા કીયા તમારા જાણવામાં આવ્યા. અને તેમના વિશે શું જાણોછો ?

ઊ૦ પેહેલો રામાનુંજ ઇ૦સ૦ ૧૧૫૦ માં થયો તેણે વિષ્ણુ મત સ્થાપન કર્યો એ વખતમાં ચોલ્રા રાજા શૈવી હતો, તેણે તેને દુઃખ દીધું તેથી તે મૈસુરના રાજ્યમાં નાશી ગયો. ત્યાંના રાજાની કુંવરીનું ભૂત કાઢવાથી તેણે જૈન ધર્મ મુકી વિષ્ણુ ધર્મ સ્વીકાર્યો રામાનુંજ પછી તેની ગાદીએ પ્રખ્યાત આચાર્યોમાં રામા નંદ થયો તેણે પોતાના મુખ્ય શિષ્યો બાર બનાંવ્યા,

તેમાં સૌથી પ્રખ્યાત કબીર થયો કબીર જાતે સાળવી હતો તેણે હિંદુ અને મુસલમાન બેઉ એક માર્ગમાં આવી જાય એવો મત સ્થાપન કર્યો. કારણ કે તે વખતમાં હિંદમાં મુસલમાન પણ વસતા હતા, તેના સંપ્રદાયના ગ્રંથોમાં તેણે એવું માન્યુ છે કે હિંદુનો જે પરમેશ્વર છે તેજ મુસલમાનનો અલ્લા છે. પછી બંગાળાના નદીઆ ગામમાં ચૈતન્ય કરીને થયો. તેનો મત હાલ ઓરિસ્સામાં ચાલે છે ત્યાર પછી ઇ૦સ૦ ૧૫૨૦ માં વલ્લભ સ્વામી થયા તેણે ઉત્તર હિંદમાં બોધ કર્યો કે જીવાત્માના ઉદ્ધાર સારૂ તપ કે કાયા કષ્ટની જરૂર નથી હરીમળવા નાગા રહેવાની કે ભૂખ્યા રહેવાની કે અરણ્યમાં વસવાની જરૂર નથી ફક્ત કૃષ્ણની ભક્તી કરવી એજ મોક્ષનું સાધન છે.

---

# પ્રકરણ ૯ મું.

પ્ર૦ મુસલમાની ધર્મ પ્રથમ ક્યાં ઉત્પંન થયો એનો સ્થાપનાર કોણ ?

ઉ૦ એ ધર્મ અરબસ્તાનમાં પેહેલ વેહેલો હરજરત મહમદે સ્થાપ્યો એનો જન્મ ઇ૦સ૦ ૫૭૦ માં થયો અને કાળ ઇ૦સ૦ ૬૩૨ માં થયો.

પ્ર૦ મહમદ પેગંબરના મરણ પછી શી હકીકત બની ?

ઉ૦ ત્યાર પછી ઉસ્માને મુંબાઈ ઈલાકાના કાંઠા ઉપરનાં થાણું અને ભરૂચ ઉપર ઈ૦સ૦ ૬૩૬ માં નૌકા સૈન્ય મોકલ્યું. તથા ઇ૦સ૦ ૬૬૨ અને ૬૬૪ માં સિંધ ઉપર સ્વારીઓ મોકલી. પણ તેમાં તેમનું કાંઇ નહીં વળતાં ઉલટુ એક વહાણુ કબજે થયું તેની નુંકસાની ભરી લેવા તેમણે ઈ૦સ૦ ૭૧૨ માં મહમદ કાસમને સિંધ ઉપર સ્વારીએ મોકલ્યો તેમાં તેણે જય મેળવ્યો પરંતુ તે ઈ૦સ૦ ૭૧૪ માં માર્યો ગયો છેવટ ઈ૦સ૦ ૮૨૮ માં સિંધ પ્રાંત પાછો રજપૂતોને હાથ આવ્યો.

પ્ર૦ મુસલમાનો પેહેલ વેહેલા હિંદમાં આવ્યા ત્યારે હિંદમાં કીયાં કીયાં રાજ્ય હતાં ?

ઉ૦ બાત્ર કોણે રજપૂત રાજા રાજ્ય કરતા હતા . પ્રાચીન મધ્ય દેશમાં નાનાં નાનાં સંસ્થાને હતાં તેમાં કનોજનો મહારાજા ધિરાજા કહેવાતો. ગંગાથી નીચલાણુ પ્રદેશમાં એટલે બિહાર વગેરે પ્રાંતોમાં પાલ કે બૌદ્ધ મતનાં કેટલાંક રાજ્ય હતાં વિંધ્યા ની પૂર્વ બાજુએ માળવાનું મોટું રાજ્ય હતું અને દક્ષિણે અ નાર્ય કુળનાં ચેરા, ચોલા, અને પાંડય એ ત્રણ રાજ્ય હતાં .

પ્ર૦ એ વખતની તેમની ( મુસલમાનોની ) સ્વારીથી તેમને શું ફ ળ મળ્યું ?

ઉ૦ એ વખતના હિંદુઓ પરદેશી સામા સંપ કરી લઢવા ઉભા થતા તેથી તેમનું કાંઇ બળ ચાલ્યું નહી . પરંતુ ઇ૦સ૦ ૯૭૭ થી તે ઇ૦સ૦૧૧૭૬ સુધીમાં તેઓ ફકત પંજાબનો થોડોએક સરહ દનો મુલક ખાલસા કરી શક્યા

પ્ર૦ મુગલાઇ વંશ સ્થાયી થવાનું શું કારણ હતું ?

ઉ૦ એ વંશમાં અકબરે ઇ૦સ૦ ૧૫૫૬ થી ઇ૦સ૦ ૧૬૦૫ સુધી રાજ કર્યું તેમાં તેણે ઘણી સારી રાજનીતિ ચલાવી અને હિંદુ રાજા રાણાને રાજ કાજમાં દાખલ કર્યા અને મુસલમાન તથા હિંદુને સમાન ગણ્યા.

પ્ર૦ મુસલમાન લોકોની પહેલી અને છેલી ચઢાઇ ક્યારે અને કોણે કરેલી ?

ઉ૦ પેહેલી ઇ૦સ૦ ૬૪૧ માં ઉસ્માને કરેલી અને છેલ્લી ઇ૦સ૦ ૧૭ ૬૧ માં અહમદ શાહે કરેલી.

પ્ર૦ મુસલમાની બળ પૂર્ણ કળાએ હતું. ત્યારે હિંદના રાજા રાણા. શી રીતે વર્તતા અને ત્યાર પછી શું થયું ?

ઉ૦ તેઓ તેમને ખંડણી ભરતા અને પોતાના વકીલ પાદશાહીમાં મોકલતા પરંતુ છેવટે રજપૂત સ્થાનના દેશી યોદ્ધાઓ દેરા દ બાવતા દિલ્હી તરફ વધવા લાગ્યા હતા અને વાવ્ય પ્રાંતમાં શી ખ ધર્મ માનનારાં સંસ્થાનો સંપ કરી દિલ્હીના પાદશાહ સા માં ઉઠયાં હતાં. દક્ષિણમાં મરેઠા જોર પર આવ્યા હતા, અને

તેઓ મુસલમાનો પાંસેથી ખંડણી લેવા લાગ્યા એટલે દિલ્હીની પાદશાહી તેમના હાથમાં આવવાનાં ચિન્હ જણાતાં હતાં પરંતુ એટલામાં ઇંગ્રેજી સત્તા પ્રબળ થઈ.

પ્ર૦ સબક્તિગીન કોણ હતો અને તેના વિશે શું જાણોછો?

ઊ૦ એ અફઘાનિસ્તાનનો તુર્ક પાદશાહ હતો. અને તેનો અમલ છેક હિંદની સરહદ સુધી ચાલતો હતો. ઘણી વખત તે સરહદના પ્રાંતો ઉપર ધાડા પાડતો, માટે લાહોરનો રાજા જયપાળ ઇ૦સ૦ ૯૭૭ માં તેની સામો થયો. બંને વચ્ચે દારૂણ યુદ્ધ થયું છેવટે જયપાળ ઘેરાઈ ગયો તેથી તેણે પોતાના છુટકારામાં ૫૦ હાથી આપ્યા. અને રાજ્ય ધાનીમાં જઈ દશ લાખ રૂપિઆ દંડને પેટે મોકલવા કબુલ કર્યું પાછળથી પોતાના સરદારીઓના મત ભેદથી દંડના રૂપિઆ મોકલ્યા નહીં. ત્યારે તે વસુલ કરવા સબક્તિગીને ચઢાઈ કરી. તેમાં જયપાળ હાર્યો, અને પેશાવર કબજે કરી ત્યાં થાણું બેસાડયું ત્યાર પછી સબક્તિગીનને મધ્ય એશિઆમાં લઢાઈએ જવું પડ્યું. અને ત્યાં તેનો ઇ૦સ૦ ૯૭૭ માં કાળ થયો.

પ્ર૦ સબક્તિગીન પછી કોણ થયો, તેણે ક્યાંથી ક્યાં સુધી કેટલા વરસ રાજ કર્યું ?

ઊ૦ તેનો પુત્ર મહમદ ગીઝનવી ઇ૦સ૦ ૯૭૭ માં ગાદીએ બેઠો અને ઇ૦સ૦ ૧૦૩૦ માં ૩૩ રાજ્ય કર્યા પછી તેનો કાળ થયો.

પ્ર૦. એણે હિંદ ઉપર કેટલી સ્વારીઓ કરી. અને તે સ્વારીઓની હકીકત ટુંકામાં કહો ?

ઊ૦ સતર. એમાંની તેર ચઢાઈઓ મુલક જીતવા સારૂ હતી. અને બાકીની ચાર તેમાં કાસ્મીરની લઢાઇમાં તે હાર્યો. બાકીની ત્રણ તેમાં કનોજ. ગ્વાલિઅર. અને સોમનાથ કબજે કરવા કરી હતી એની છઠ્ઠી સ્વારી ૧૦૦૮ માં થઈ હતી. એ લઢાઈમાં તમામ રજપૂત રાજા સંપ કરી લઢવા આવ્યા હતા. તે લઢાઇમાં તે હાર્યો.

પ્ર૦ એના વખતમાં જયપાળનું શું થયું ?

ઊ૦ તેની સાથે લઢતાં જયપાળ હાર્યો. તેથી રાજ્ય પોતાના કુંવર ને સોંપી ચીતા ખડકી બળી મુઓ.

પ્ર૦ સોમનાથની લઢાઈ વિશે શું જાણોછો ?

ઊ૦ ઇ૦સ૦ ૧૦૨૪ માં મહમદે સોમનાથ ઉપર સોળમી ચઢાઈ કરી એ સ્વારીનું કારણ ફકત ધન મેળવવાનુંજ હતું . પ્રથમતો હિદુઓએ તેને પાછો હઠાવ્યો પણ છેવટ મુસલમાનો નો માર સેહેવાયો નહીં. તેથી પછવાડે દરિઆમાં હોડીઓ મુકી નીકળી નાઠા. અને મુસલમાનો અંદર દાખલ થયા સોમનાથનું લીંગ બાર જોતિર લિંગમાંનું એક સર્વોત્તમ હતું એ લિંગ વિશે એવી ગપ ચાલેછે કે મહમુદ એ લિંગ તોડવા માંડયું ત્યારે તે નહીં તોડવા હિંદુઓ એ બહુ પૈસા આપવા માંડયા પણ મહમદે તે વાત માની નહીં અને લિંગ તોડયું તો તેમાંથી ઘણું ઝવેર નીકળ્યું પરંતુ આ ગપ કેવળ અયોગ્ય છે. કારણ કે એ લિંગ તો કેવળ અણઘડ હતું.

પ્ર૦ આવી ગપનો દાખલો હાલમાં કહી બનેલો સાંભળ્યો છે?

ઊ૦ હા કહેછે કે સોમનાથમાં સુખડનાં કમાડાં મહમદ ગીજની લઇ ગયો હતો. જ્યારે ઇ. સ. ૧૮૪૨ માં લાર્ડ એલનબરોએ ગીજની જીત્યું ત્યારે તે કમાડાં પાછાં હિંદમાં આણ્યાં આ પણ કેવળ ગપ છે.

પ્ર૦ મહમદની સ્વારીઓનો હેતુ શો હતો. અને તે સ્વારીઓથી શું ફળ થયું?

ઊ૦ એની સ્વારીઓ ધર્મને અરથે હતી, રાજ્ય મેળવવા નહોતી. દેવ સ્થળવાળું નગર લુટવું અને મૂર્તીઓ તોડવી એ તેનો મુખ્ય હેતુ હતો એ સ્વારીઓથી પંજાબથી પશ્ચિમ ના કેટલા પ્રાંત ગીજનીને તાબે થયા. તથા તેની ધાડોનું સંભારણું હિંદમાં રહ્યું.

પ્ર૦ મહમદની મોટાઈ વિશે જાણતા હો તે કહો?

ઊ૦ એ મોટા મનનો હતો એક ડોશીએ તેના આગળ ફરીયાદ કરીકે મારા છોકરાને રણમાં ચોરે માર્યો તેના જવાબમાં તેને કહ્યું કે ત્યાં બંદોબસ્ત રાખવો બહુ કઠણ છે. ડોશીએ તેને કહ્યું કે ત્યારે સચ

વાય એટલો મુલક રાખો આ બોલથી તે ગુસ્સે થયો નહીં. પણ તે ડોશીને બક્ષીસ આપી વિદાય કરી. અને ચોરેનો બંદોબસ્ત કર્યો. બીજી વાત એવી છે કે ફરદુશી કવિએ તેનું જન્મ ચરિત્ર બનાવ્યું હતું. તેને ઠરાવ પ્રમાણે નાણું આપી શકાયુ નહીં. કવિએ તેની અપકિર્તિની કવિતા કરી. તો પણ પાછળથી તેના માગ્યા મુજબ નાણાં તેને વતન મોકલ્યાં. પણ તે પહોંચતા પેહેલાં કવિનો કાળ થયો હતો.

પ્ર૦ ત્યાર પછી કીયો વંશ સ્થાપન થયો. અને તેણે ક્યાંથી ક્યાં સુધી અમલ કર્યો ?

ઊ૦ ઘોરી અને તેણે ઇ૦સ૦ ૧૧૫૨ થી ૧૨૮૬ સુધી અમલ કર્યો.

પ્ર૦ ઘોરી વંશના હાથમાં ગીઝની શી રીતે આવ્યું ?

ઊ૦ અફઘાનિસ્તાનના ઘોર અને ગીઝની લોકો વચ્ચે ઘણા લાંબા વખતથી વેર ચાલતું હતું ઇ૦સ૦ ૧૦૧૦ માં મહમદે ઘોરને વશ કર્યું પણ ઇ૦સ૦ ૧૦૫૧ માં ઘોરના હાકમે ગીઝની જીત્યું વારા ફરતી વેરનાં સાટાં વાળતાં છેવટે ઘોરનો જય થયો.

પ્ર૦ એ વંશમાં પ્રખ્યાત બાદશાહ કોણ થયો. તથા તેના વખતમાં શા બનાવ બન્યા ?

ઊ૦ શાહબુદ્દીન ( મહમદ ઘોરી ) તેણે હિંદ જીતવાનો ઇ૦સ૦ ૧૧૯૧ માં પ્રારંભ કર્યો. એ પેહેલી લડાઈમાં થાણેશ્વર આગળ તે હાર્યો બીજી વાર તેણે ઇ૦સ૦ ૧૧૯૩ માં ચઢાઇ કરી. એ વખતે રજપૂતોમાં માંહો માંહી કુસંપ હતો. તેથી તેઓ સંપ કરી શક્યા નહીં.અને દિલ્હી પતિ પૃથ્વી રાજ હાર્યો અને માર્યો ગયો. એ વખતે ઉત્તર હિંદમાં ત્રણ મોટાં રાજ્ય હતાં. તેમાં દિલ્હી અને અજમેર ઉપર પૃથ્વી રાજ અમલ કરતો અને કનોજમાં રાઠોડ રાજા અમલ ચલાવતો એ બંને જણા ચક્રવર્તી પણાનો દાવો કરતા હતા. રાઠોડ રાજાએ પોતાની કુંવરીને માટે સ્વયંવર રચ્યો. તેમાં પૃથ્વી રાજાને દ્વાર પાળ બનાવ્યો હતો. તેથી તે ત્યાં આવ્યો નહીં. ત્યારે તેનું બેડોળ બાવલું દરવાજે ખડું કર્યું.

પરંતુ કુંવરીએ એ બાવલાનેજ વરમાળ આરોપી. એ વાત પૃથ્વી રાજના જાણવામાં આવ્યાથી કુંવરીનું હરણ કરી ગયો. આ કારણથી એ બંને રાજ્ય વચ્ચે વેર વધ્યું. અને અંદરે અંદર લડી નબળા થયા. અને તેથી શાહબુદીનને હાથ દિલ્હીની ગાદી ગઇ. ત્યાર પછી શાહબુદીને અજમેરનો કબજો કર્યો. અને ઇ૦સ૦ ૧૧૯૪ માં કનોજ પણ જીતી લીધું તેમના વંશજો રજપૂતાનામાં આવી વસ્યા.

પ્ર૦ પૃથ્વી રાજના દરબારમાં કીયો કવિ હતો અને તેના વિશે શું જાણોછો ?

ઊ૦ ચંદ બારોટ. તેણે 'પૃથ્વી રાજ રાસો' એ નામનું પુસ્તક કવિતામાં બનાવ્યું છે. તે દેશાભિમાનને માટે સર્વોતમ-ગણાય છે.

પ્ર૦ એ શિવાય એના વખતમાં કાંઈ બનાવ બન્યો હોય તો-કહો ?

ઊ૦ એના સરદાર બક્તિઆર ખિલજીએ ઇ૦સ૦ ૧૧૯૯ માં બિહાર અને ઈ૦સ૦ ૧૨૦૩ માં બંગાળા લક્ષમણ સેન પાસેથી લઇ લીધું. ત્યાર પછી ગીઝની તરફ લઢાઈ જાગી અને ધક્કર લોકોએ બંડ ઉઠાવ્યું. એ ધક્કર લોકોએ ઇ૦સ૦ ૧૨૦૬ માં સિંધુને કાંડે રાતની વખતે તેને મારી નાંખ્યો.

પ્ર૦ ત્યાર પછી કીયો વંશ સ્થાપન થયો. તે ક્યાંથી ક્યાં સુધી રહ્યો તેનો પેહેલો બાદશાહ કોણ અને તેના વિષે શું જાણોછો ?

ઊ૦ ગુલામ. ઇ૦સ૦ ૧૨૦૬ થી ઇ૦સ૦ ૧૨૯૦ સુધી ચાલ્યો તેનો પેહેલો પાદશાહ કુતબુદ્દીન શાહબુદ્દીનને છોકરા નહોતા. તેથી ગુલામોને રાખી વિદ્યા કળા શીખવતો કુતબુદીન પણ તેનો ગુલામ હતો. તેના મુઆ પછી હિંદનો કબજો તેને મળ્યો. એણે પોતાના અમલમાં એક મિનારો દિલ્હીમાં બાંધ્યો. ત્યાર પછી ઇ૦સ૦ ૧૨૧૦ માં તેનો કાળ થયો.

પ્ર૦ એ વંશના બીજા પ્રખ્યાત રાજા વિશે જાણતા હો તે કહો ?

ઉ૦ ત્રીજો પાદશાહ અલ્તમશ ઇ૦સ૦ ૧૨૧૧ માં ગાદીએ બેઠો. એણે પોતાના અમલમાં ઘણા હાકેમોને જીત્યા ઇ૦સ૦ ૧૨૩૬ માં મુગલોએ એના ઉપર ચઢાઈ કરી હતી. પણ તેથી તે બચી ગયો હતો. ઇ૦સ૦ ૧૨૩૬ માં તેનો કાળ થયો. ત્યાર પછી રજીઆબેગમ થઇ તેણે ઘણી સારી રીતે રાજ્ય કર્યું. જાતે કુરાન ભણેલી હતી. ઉદ્યોગી અને હીમત વાન હતી. પાછળથી કોઇ હબશી ઉપર તેની મેહેરબાની થઇ તે વાત તેના પઠાણ સરદારોના જાણવામાં આવ્યાથી તેને પદ ભ્રષ્ટ કરી મારી નાંખી. ત્યાર પછી ઇ૦સ૦ ૧૨૬૫ માં બલબન ( ગ્યાસુદીન કરીને પ્રખ્યાત પાદશાહ થયો. તેણે ઇ૦સ૦ ૧૨૮૭ સુધી અમલ કર્યો. તેને મુગલો અને રજપૂતો તથા પોતાના પ્રાંતના હાકેમો જોડે લઢવું પડયું. તથા પોતાની જાતના ચાળીસ ગુલામોની સત્તા વધી જવાથી તેમની સત્તા તોડી. તેમાંના કેટલાકના નિર્દય પણે જીવ લીધા. મોગલોના ત્રાસથી ઘણા રાજા રાણા અને કવિઓ એને આશ્રે આવી રહ્યા હતા. ઇ૦ સ૦ ૧૨૮૭ માં તેનો કાળ થયો અને ત્યાર પછી ખિલજી વંશ સ્થાપન થયો.

પ્ર૦ ખિલજી વંશ ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો અને તેનો પેહેલો પાદશાહ કોણ ?

ઉ૦ ઈ૦સ૦ ૧૨૯૦ થી ઈ૦સ૦ ૧૩૨૦ સુધી અને તેનો પેહેલો પાદશાહ જલાલુદ્દીન થયો.

પ્ર૦ એના વખતમાં શા બનાવ બન્યા ?

ઉ૦ એના ભત્રીજા અલાઉદ્દીનને તેણે કરાનો સૂબો બનાવ્યો હતો. તેણે ભિલ્સાનું બૌદ્ધ દેવળ અને શેહેર લુંટયું પછી દક્ષિણમાં દેવગિરિ ( દોલતા બાદ ) ઉપર ચઢાઇ કરી. તે શેહેર લુટયું અને ખંડણી આપવાની કબુલ કરાવી પાછો આવ્યો. પછી દક્ષિણમાંથી આણેલી લુટ આપવાનુ બાનું કાઢી પોતાના કાકા જલાલુદ્દીનને પોતાની પાસે બોલાવ્યો. મળતી વખતે તેણે જલાલુદ્દીનને મારી નાંખ્યો. ( ઇ૦સ૦ ૧૨૯૫ ) અને પોતે ગાદીપતિ થયો.

પ્ર૦ અલાઉદ્દીને ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું તથા એના અમલમાં શાશા બનાવ બન્યા ?

ઊ૦ ઈ૦સ૦ ૧૨૯૭ માં ગુજરાત અને ઈ૦સ૦ ૧૩૦૦ માં રિન્તિમ્બુર ગઢ જીતી લીધો અને ઈ૦સ૦ ૧૩૦૩ માં ચિતોડ પણ જીતી લીધું. મુગલો સાથે એને ભારે ઝગડા થયા. પણ તે દરેકમાં તેમને હરાવ્યા પછી એના કુટુંબીઓએ બંડ કર્યું. તેમને પણ મારી નાંખ્યા. એના બે ભત્રિજાને તેણે આંધળા કર્યા. અને માર્યા. ત્યાર પછી તેના સરદાર મલેક કાફુરે દક્ષિણ ઉપર સ્વારી કરી તેણે પોતાની દક્ષિણની સ્વારીમાં ઈ૦સ૦ ૧૩૦૩ માં વરંગુળ લીધું. અને ઈ૦સ૦ ૧૩૦૬ માં મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ જીતી લીધું. અને ત્યાંના રાજા રામદેવને સ્વામી પણું કબુલ કરવા દિલ્હી લઇ ગયો. છેવટે એના જીતેલા મુલકમાંથી ગુજરાતે બંડ કર્યું. તથા રજપૂતોએ ચિતોડ ગઢ પાછો જીતી લીધો. તથા તેનાં દક્ષિણમાંનાં ઘણાંક થાણાંને હાંકી કાઢ્યાં. ખટપટીઆ કાફુરે તેના કુટુંબમાં પણ વેર કરાવ્યું હતું. તેથી તેણે પોતાના શાહજાદાને કેદ કર્યો હતો. આવા માઠા બનાવથી પોતે ક્રોધ અને અભિમાનહારને તાબે થઇ તથા પોતાનાં પાપી કામનો પસ્તાવો કરી ઈ૦સ૦ ૧૩૧૫ માં મરી ગયો પરંતુ તેને ઝેર દેવાનું તોહોમત કાફુરને શીર આવ્યું.

પ્ર૦ એ વંશનો છેલ્લો પાદશાહ કોણ? તેણે ક્યાંથી ક્યાં સુધી અમલ કર્યો તથા તેના વિષે શું જાણોછો ?

ઊ૦ ખુશરૂ તેણે ઈ૦સ૦ ૧૩૧૬ થી ઈ૦સ૦ ૧૩૨૦ સુધી અમલ કર્યો. એ કોઇ નીચ જાતનો વટલેલ હિંદુ હતો તેણે ઘણા લસ્કરી જય મેળવ્યા હતા. પરંતુ તે દુરાચારી હતો. કાફુરનો ઘાત પણ એણેજ કરાવ્યો એની ફોજે ફિતુર કરી તેનો ઈ૦સ૦ ૧૩૨૦ માં ઘાત કર્યો. ત્યાર પછી તઘલખ વંશ સ્થાપન થયો.

પ્ર૦ એ વંશ ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો. અને તેનો પહેલો પાદશાહ કોણ અને તેના વિશે શું જાણોછો ?

ઊ૦ ઈ૦સ૦ ૧૩૨૦ થી ઈ૦સ૦ ૧૪૧૪ સુધી એ વંશનો પેહેલો બાદશાહ ગ્યાસુદ્દીન ૧૩૨૦ માં ગાદીએ બેઠો એ પણ તુર્કી ગુલામ હતો. તે દરજ્જે ચઢી પંજાબનો હાકેમ બન્યો હતો. તેણે ત્યાંથી આવી દિલ્હીની ગાદી પોતાના કબજામાં લીધી અને તઘલખાબાદ નામે શેહેર બાંધ્યું.

પ્ર૦ એ વંશમાં પ્રખ્યાત રાજા કીયા કીયા થયા અને તેમના વિશે શું જાણોછો?

ઊ૦ મહમદ તઘલખ (ગાંડો) અને ફીરોજશાહ. મહમદે ઈ૦સ૦ ૧૩૨૪ થી ઈ૦સ૦ ૧૩૫૧ સુધી અમલ કર્યો. એ પ્રવિણ અને વિદ્વાન હતો. પરંતુ તેનો સ્વભાવ ક્રુર અને નિર્દય હતો એના વખતમાં મુગલો વારે વારે ચઢી આવતા. તેમને ધન આપી પાછા કાઢતો. એણે કેટલાંએક મૂરખાઈનાં કામ કર્યાં. જેવાંકે ઇરાન જીતવાને ફોજનો જમાવ કર્યો તથા એક લશ્કર ચીન ઉપર મોકલ્યું તેમાં ઇરાન વાળા લશ્કરને પગાર નહી મળવાથી તેમણે તેનો પોતાનોજ મુલક લુટયો અને ચીન વાળુ લશ્કર ટાઢથી નાશ પામ્યું તેથી તેનો કરેલો ખરચ નકામો ગયો. વળી તેણે દક્ષિણ જીતવાની કોશિશ કરીને દિલ્હીના લોકોને દોલતાબાદમાં વસવાનો હુકમ કર્યો. આવ જાવમાં રૈયતની ખરાબી થઇ છેવટ એનો ધન ભંડાર ખુટયો ત્યારે * તેણે તાંબા પીતળનાં નાણાં ચલાવ્યાં. તેથી રૈયતની ખરાબી થઇ અને દેશ પાયમાલ થઇ ગયો. તેમાં વળી તેણે રાજ્યના કાયમ હોદ્દા રઝળતા મુસલમાનોને આપ્યા હતા. તેથી રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં અને ઘણા સરદારો સ્વતંત્ર થઇ ગયા પ્રથમતો તેના ભત્રિજાએ માળવામાં ઈ૦સ૦ ૧૩૩૮ માં બંડ મચાવ્યું. તેને મારી નાંખ્યો. પંજાબના હાકેમને ગરદન માર્યો. કરણાટક વગેરે રાજ્યો સ્વતંત્ર થઇ ગયાં, ગુજરાત, માળવા, અને સિંદ્ધમાં, પણ બંડ ઉઠયાં. સિંધનો બંદોબસ્ત કરવા પોતે ગયો. ત્યાં તે ઈ૦સ૦ ૧૩૫૧ માં મરી ગયો. ફિરોજશાહે ઈ૦સ૦ ૧૩૫૧ થી ઈ૦સ૦ ૧૩૮૮ સુધી અમલ

ચલાવ્યો એ ઘણો દયાળુ હતો. એણે ખેતી સારૂ નદીઓમાંથી નેહેરો ખોદાવી. તથા તળાવો ખોદાવ્યાં. એ સિવાય મુસાફર ખાનાં, મસ્જિદો મદ્રેસા, દવાખાનાં, પુલો વગેરે સર્વ જાનિક કામ કર્યાં.

પ્ર૦ તિમૂરનો હુમલો ક્યારે, કોના વખતમાં, અને એ વિશેની જે હકીકત જાણતા હો તે કહો.

ઊ૦ એણે ઇ૦સ૦ ૧૩૯૮ માં ચડાઇ કરી. તે વખતે દિલ્હીની ગાદીએ મહમદશાહ બીજો હતો. તે દિલ્હી આગળ તિમૂરની સામો થયો. પણ હાર્યો. અને ગુજરાત ભણી નાશી ગયો. તિમૂરે પાંચ દહાડા સુધી દિલ્હી લુટી અને કતલ ચલાવી પછી ત્યાંથી મીરત ગયો. ત્યાં પણ ભારે કતલ ચલાવી અને હરદ્વારને રસ્તે થઇ પોતાને વતન ગયો તિમૂર ગયો એટલે મહમદ પાછો આવ્યો, અને ઇ૦સ૦ ૧૪૧૨ સુધી નામનો અમલ ચલાવ્યો.

પ્ર૦ તઘલખ વંશ પછી કીયો વંશ સ્થાપન થયો અને તે ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો ?

ઊ૦ સૈયદ. તે ઇ૦ સ૦ ૧૪૧૪ થી ઇ૦ સ૦ ૧૪૫૦ સુધી ચાલ્યો.

પ્ર૦ ત્યાર પછી કીયો વંશ થયો અને તે ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો ? તથા એની આખર કોણે આણી ?

ઊ૦ લોદી. ઇ૦સ૦ ૧૪૫૦ થી ઇ૦સ૦ ૧૫૨૬ સુધી ચાલ્યો મોગલ વંશના બાબરે એ વંશની આખર ઇ૦ સ૦ ૧૫૨૬ માં આણી.

પ્ર૦ દક્ષિણમાં મુખ્ય હિંદુ રાજ્ય કીયાં કીયાં હતાં. અને તેમના વિશે શું જાણોછો ?

ઊ૦ ચેરા ચોલા અને પાંડય એ ત્રણ રાજ્ય મુખ્ય હતાં. પાંડયની રાજધાની મધુરામાં, ચોલાની તાંજોરમાં અને ચેરાની તાલકદ નામે નગરમાં હતી.

પ્ર૦ બાહ્મણી વંશ વિશે શી હકીકત જાણોછો ?

ઊ૦ જાફરખાન નામે કોઈ મુસલમાન દિલ્હીના કોઇ બ્રાહ્મણને ત્યાં નોકર રહેતો હતો. તેણે આગળજતાં દક્ષિણમાં ગુલબર્ગમાં રાજ્ય સ્થાપ્યું તે બ્રાહ્મણી રાજ્ય કહેવાયું. એ વંશ ૧૭૮ વરસ ચાલ્યો. ગુલબર્ગ પછી એ રાજ્યની રાજધાની વરંગુળમાં અને છેવટે બિડરમાં થઇ બીજા અલ્લાઉદ્દીનના વખતમાં એ રાજ્ય પૂર્ણ કળાએ હતું. પણ પછી અંદર અંદર કુસંપ થવાથી તે રાજ્યના પાંચ ભાગ પડી ગયા

(૧ આદિલશાહી વંશ એની રાજધાની બિજાપુર ઈ૦સ૦ ૧૪૮૯ માં વસ્યું છેવટે ઔરંગજેબે તેને જીતી લીધુ.

(૨ કુતુબશાહી એની રાજધાની ગોવળકોંડા ઇ૦ સ૦ ૧૫૧૨ માં વસ્યું.

(૩ નિઝામ શાહી એની રાજધાની અહમદનગર ઇ૦સ૦ ૧૫૧૨ માં વસ્યું.

(૪)ઇમાદશાહી એનું પાટનગર ઇલિચપુર હતું

(૫ બરીદશાહી એની રાજધાની બિડર હતું.

---

## પ્રકરણ ૧૦ મું.

પ્ર૦ મોગલ વંશ ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો અને એ વંશનો પેહેલો બાદશાહ કોણ તથા તેના વિશે શી હકીકત જાણોછો ?

ઊ૦ એ મહાન વંશ ઇ.સ. ૧૫૨૬ થી ઈ.સ. ૧૭૬૧ સુધી ચાલ્યો એનો પેહેલો પાદશાહ બાબર થયો તેણે ઇ.સ. ૧૫૨૬ માં ઇબ્રાહીમ લોદી પાસેથી રાજ્ય લીધું અને પાણીપતની લઢાઈ લઢયો. બાબરનો જન્મ ઇ સ. ૧૪૮૨ માં થયો હતો. અને બાર વરસની કાચી ઉમરમાં તેને પોતાના બાપની ગાદી મળી હતી તેણે ઈ સ. ૧૪૯૭ માં સમરકંદ અને ઇ સ ૧૫૦૪ માં કાબુલ જીતી લીધું હતું. હિંદમાં દિલ્હીની ગાદી તેના હાથમાં આવ્યા પછી ચિતોડના રજપૂતો સાથે ફતેપુર સિક્રિઆગળ ૧૫૨૭ માં લઢાઇ થઈ. તેમાં રજપૂતો હાર્યા એનો કાળ ઈ.સ. ૧૫૩૦ માં આગ્રામાં થયો. ત્યાર પછી હુમાયુ થયો.

પ્ર૦ હુમાયુએ ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું અને તેનામાં કોણે ભાગ પડાવ્યો. તથા તેની પાસેથી રાજ્ય કોણે લઇ લીધું?

ઊ૦ એણે ઈ.સ. ૧૫૩૦ થી ઇ.સ. ૧૫૫૬ સુધી રાજ્ય કર્યું એના રાજ્યમાંથી એના ભાઈ કામરાનને કાબુલ અને પંજાબ આપવા પડયા હતા છેવટે શેરશાહે તેની પાસેથી રાજ્ય લઈ લીધું

પ્ર૦ પછી હુંમાયુનુ શું થયું ?

ઊ૦ શેરશાહે રાજ્ય લઇ લીધા પછી તે સિંધના રણને રસ્તે થઇ ઇરાન ગયો રસ્તામાં અમરકોટમાં ઇ.સ. ૧૫૪૨ માં અકબરનો જન્મ થયો કલિંજરના ઘેરામાં ઇ.સ. ૧૫૪૫ માં શેરશાહનું મોત થયા પછી તે વંશના નબળા પાદશાહોના વખતમાં માળવા. પંજાબ. બંગાળા, વગેરે પ્રાંતોના હાકેમોએ બળવા કર્યા એવામાં ઇ.સ. ૧૫૫૬ માં હુમાયુ ઈરાનથી પાછો આવ્યો અને એ અફઘાન પાદશાહો જોડે પાણી પતના રણમાં લડી દિલ્હિની ગાદી કબજે કરી પાછળથી પોતાના ભાઇ પાસેથી કાબુલ પણ લઈ લીધું અને એજ વરસમાં ( ૧૫૫૬ ) હુમાયુનો કાળ થયો. અને અકબર ગાદી પતી થયો

પ્ર૦ અકબરે ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું તથા તે વખતે ઇંગ્લંડની ગાદીએ કોણ હતું ?

પ્ર૦ એણે ઈ.સ. ૧૫૫૬ થી ઈ.સ. ૧૬૦૫ સુધી, ઓગણપચાસ વરસ રાજ્ય કર્યું અને તે વખતે ઇંગ્લાંડની ગાદીએ રાણી ઇલિઝાબેથ હતી.

પ્ર૦ બેહેરામખાં વિશે શું જાણોછો ?

ઊ૦ એ અકબરનો વઝીર હતો એણે હુમાયુને રાજ્ય મેળવવામાં બહુ મદદ કરી હતી. એ જાતે તુર્ક હતો. પાછળથી તે રાજ પિતા બન્યો. એ ચતુર હતો પણ સ્વભાવે કરડો અને મિજાજી હતો તેથી તેના ઘણા શત્રુ ઉભા થયા. એ વાત અકબરને ગમી નહી. તેથી ઇ૦સ૦ ૧૫૬૦ માં તેની પાસેથી અધિકાર પોતાને હસ્તક લીધો. આ અપમાનથી તેણે બંડ ઉઠાવ્યું. પરંતુ તેની આગલી સેવા ઉપર નજર રાખી તેને છુટો કર્યો. પછી તે મક્કે જવા નીકળ્યો પણ રસ્તામાં માર્યો ગયો,

પ્ર૦ મુસલમાની સંસ્થાનોને તથા રજપૂત રાજાને અકબરે શીરીતે વશ કર્યા ?

ઊ૦ મુસલમાની નાનાં રાજ્યોને દિલ્હીની બાદશાહકના પ્રાંતો બ નાવ્યા અને લગ્ન તથા સ્નેહ ભાવની રાજ રીતિથી તેણે રજ પૂતોને વશ કર્યા અને તેમને મોટા અધિકાર આપ્યા.

પ્ર૦ તેને હુમાયુ પાસેથી મળેલું રાજ્ય કેટલું હતું. અને પછી તે માં શીરીતે વધારો કર્યો. ?

ઊ૦ ફકત પંજાબ, દિલ્હી. અને આગ્રાના માહાલો તેને હુમાયુ પા સેથી મળેલા હતા. બાકીનો અકબરે વધારો કર્યો. જયપુરના રા જાને જીતી જાગીરદાર બનાવ્યો . અને તેની કુંવરીને પોતે પ રણ્યો જોદ્ધપુરને પણ તેજ રીતે વશ કર્યું. અને ત્યાંના રાજાની કુવરી વેરે પોતાના શાહજાદા જહાંગીરને પરણાવ્યો ચિતોડના રજપૂતોને હરાવ્યા. પણ તેમણે કંન્યા આપી નહીં અને ચિ તોડ છોડી તેઓ નાશી ગયા. અને ઉદેપુર વસાવી ત્યાં રહ્યા.

પ્ર૦ ટોડર મલ કોણ હતો. અને તેના વિશે શું જાણોછો ?

ઊ૦ એ અકબરનો દિવાન હતો. એણે જમીનની માપણી કરી જમાં બંધીની રીત બાંધી.

પ્ર૦ અકબરે પોતાની રૈયતના સુખને માટે શું કર્યું ?

ઊ૦ એણે જજીઆ વેરો માફ કર્યો. અને રાજ્ય પ્રકરણમાં દાખ લ થવાનો સૌનો હક સરખો ગણ્યો હિંદુ ધર્મ પુસ્તકોનો ફા રશીમાં તરજુમો કરાવ્યો અને તેમના ધર્મ વિશે બહુ કાળજી રાખી અને તેમની ક્રુર ક્રિયા બંધ કરી. બાળ લગ્ન કરવાની મના કરી અને વિધવા વિવાહને કાયદાનો આધાર આપ્યો. સ તી થવાનો ચાલ તે બંધ કરી શક્યો નહીં. પણ બાઇની રા જી ખુશી વિના બાળી શકાય નહી એવો બંદો બસ્ત કર્યો.

પ્ર૦ અકબરે દક્ષિણ ઉપર ક્યારે સ્વારી કરી શા માટે તેની હકીકત તેના પરિણામ સાથે કહો?

ઊ૦ ઈ૦સ૦ ૧૫૮૬ માં તેની સામે અહમદ નગરીની રાણી ચાંદ

બીબી થઈ હતી અને તેને દક્ષિણનાં બીજાં મુસલમાની સં સ્થાન મદદમાં હતાં એ બાઈ બહાદુર અને હોશિઆર હતી પ્રથમતો અકબરનું લશ્કર હાર્યું પણ ઇ૦સ૦ ૧૫૯૯ માં અક બર પોતે લઢવા ગયો તેમાં અહમદ નગરની ફોજે ફિતૂર કરી ચાંદ બીબીનું ખુન કર્યું તો પણ ઇ૦સ૦ ૧૬૩૭ સુધી એ રાજ્ય જીતાયું નહોતું. ફક્ત ખાનદેશ તાબે કરી અકબર પાછો ગ યો હતો.

પ્ર૦ અકબરનું મોત ક્યારે અને તેના શબને ક્યાં દાટયું ?

ઊ૦ ઈ૦સ૦ ૧૬૦૫ માં તેનું મોત થયું. તેના શબને સિકંદરામાં દાટયું અને કબર કરાવી એ કબર ઉપર ઓરાઢવાને લાર્ડનાર્થ બ્રુકે ઈ૦સ૦ ૧૮૭૩ માં ચાદર આપી હતી.

પ્ર૦ અકબરની રાજ્ય રચના વિશે તમે શું જાણોછો ?

ઊ૦ એણે રાજ્યના વિભાગ કરી પ્રાંતો ઠરાવ્યા હતા અને તે દરેક ઉ પર સુબા ઠરાવ્યા હતા તેમને કુલ અખતીઆર આપ્યો હતો સેના પતિઓને જાગીરો અગર પગાર આપવામાં આવતો ન્યાય ખાતા સારૂ ન્યાયાધિશો નીમ્યા હતા. અને તેમને મદદ કર વા કાજીઓની નીમણુક કરી હતી કોટવાળને માજીસ્ત્રેટનો અ ધિકાર આપવામાં આવતો.

પ્ર૦ તેની વસુલાતની રીતી વિશે અને તેની ઉપજ વિશે શું જાણ વામાં છે.

ઊ૦ પ્રથમતો તેણે જમીનની માપણી કરાવી પછી વીઘે કેટલો પાક થાયછે તે નક્કી કર્યું, અને ઉપજમાંથી ⅓ રાજ્યનો હીસ્સો લેવા ઠરાવ્યો પાછળથી પાકને બદલે નાણું લેવાના દર ઠરાવ્યા અને ખેડુતોને દશ દશ વરસનો પટો કરી આપ્યો કે જેથી તેઓ પોતાની જમીન સુધારી સારો પાક નીપજાવી શકે. તેની બધી જાતની ઉપજ એકઠી કરતાં ૪૨ કરોડની અટકળવામાં આવતી.

પ્ર૦ અબુલ ફાજલ વિશે શું જાણવામાં છે?

ઊ૦ એ અકબરનો વસુલાત ખાતાનો પ્રધાન હતો. તેણે આઈન અ

કબરી નામનું પુસ્તક બનાવ્યું છે ટીલાટ શાહજાદા સલીમની શી ખવણીથી કોઇએ તેને ઇ૦સ૦ ૧૫૦૩ માં મારી નાંખ્યો.

પ્ર૦ અકબર પછી કોણ થયો અને તેણે ક્યાંથી ક્યાં સુધી અમલ કર્યો ?

ઊ૦ જહાંગીર ઇ૦સ૦ ૧૬૦૫ થી ઇ.સ. ૧૬૨૭ સુધી ૨૨ વરસ.

પ્ર૦ એના સામુ કોણે બંડ મચાવ્યું હતું ?

ઊ૦ તેના સાહાજાદા શાહાજહાંએ અને તેને અહમદ નગરના વજીર મલિકંબરે મદદ કરી હતી.

પ્ર૦ એના વખતમાં મુગલાઈ રાજ્યની પેદાશ કેટલી હતી?

ઊ૦ કુલ એકંદર પેદાશ ૫૦ કરોડની હતી.

પ્ર૦ નુરજહાં વિશે શું જાણોછો?

ઊ૦ એ કોઈ ઇરાની ઉમરાવ કુળની હતી. પણ તેનો જન્મ ઘણી નિર્ધનતામાં થયો હતો. જાતે ફુટડી હોવાથી જહાંગીરનું મન તેના ઉપર મોહ પામ્યું હતું. પણ એ વાત અકબરને ફાવતી નહોતી માટે બંગાળાના સુબાવેરે તેનું લગ્ન કરાવ્યું હતું. જ્યારે જહાંગીર ગાદીએ બેઠો ત્યારે તે સુબાને કતલ કરાવી તેને પોતાના જનાનામાં લાવ્યો. તેણે જહાંગીર ઉપર ભારે સત્તા ચલાવી. પ્રથમતો પોતાના સગાઓ ને પોતાની પાસે રાખ્યા. તેથી શાહા જાદાઓ અને બીજા મુગલ સરદાર ના રાજી થયા. અને ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં. તેના વિજયી સેનાપતિ મહોબતખાંએ ઈ૦સ૦ ૧૬૨૬ માં નુરજહાં સહિત પાદશાહને છ માસ સુધી પોતાના કબજામાં રાખ્યો. અને ઇ.સ. ૧૬૨૭ માં જહાંગીરનો કાળ થયો.

પ્ર૦ એના વખતમાં ઇંગ્લાંડથી કોણ અને શા માટે આવ્યો હતો?

ઊ૦ સરટામસરો નામે ઇંગ્રેજ એલચી કંપનીના સંબંધના કામ સારૂ જહાંગીર પાસે આવ્યો હતો.

પ્ર૦ તેણે જહાંગીર અને તેના રાજ્ય વિશે શું લખ્યું છે?

ઊ૦ સરકારનું મુખ્ય સ્થળ આગ્રા હતું ધર્મ વિશે અંદરની લાગણી તેના પિતાના જેવી નહોતી. પણ બહારથી પોતાના પિતાના મત

પ્રમાણે ચાલતો. પોતાની રૈયતને દારૂ પીવાની મના કરી હતી. પણ પંડે છાટકો થઈ મોજ મજામાં રાત ગુમાવતો જાહેરમાં તે સદ્ગુણનું ડોળ બરાબર જાળવી રાખતો. અને પોતાના રાજ્યનું કામ ડાહાપણથી કરતો. દરબારીઓની મારફત સિવાય ફરિયાદ સાંભળવાને તેણે યુક્તિઓ કરી મૂકી હતી.

પ્ર૦ જહાંગીર પછી કોણ પાદશાહ થયો અને તેણે ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું?

ઊ૦ શાહા જહાન. ઈ.સ. ૧૬૨૮ થી ઇ.સ. ૧૬૫૮ સુધી.

પ્ર૦ એના વખતમાં શીશી હકીકત બની તે કહો?

ઊ૦ તેણે ગાદીએ બેઠા પછી નુરજહાંને દરમાયો બાંધી આપી ખાનગી અવસ્થામાં રાખી. અને શહરીઆર તથા બીજા અકબરના કુળના બધાને મારી નંખાવ્યા. ઈ.સ. ૧૬૩૭માં તેણે બલખનો કબજો કર્યો. અને ઇ.સ. ૧૬૫૩ માં એની પાસેથી ઇરાનીઓએ કંદહાર પ્રાંત જીતી લીધો. ઇ.સ. ૧૬૩૬ માં અહમદ નગર જીતી મુગલાઇ રાજ્યમાં ભેળી દીધું. અને ઇ.સ. ૧૬૫૭ માં બિડર ગઢ પણ જીતી લીધો. તથા વિજાપુર અને ગોવળકાંડાને ખંડીઆં બનાવ્યાં તેણે પોતાને માટે એક મયુરાસન બનાવ્યું હતું. તેની કીંમત સાડા છ કરોડની અટકળવામાં આવતી. તેણે રાજ્યના મોટા હોદા પોતાના શાહાજાદાઓને આપ્યા હતા. તેથી આખરે તેની માઠી હાલત થઇ. ઇ.સ. ૧૬૫૭ માં પંડે માંદો પડ્યો તે વખતમાં તેના કપટી શાહાજાદા ઔરંગજેબે ભાઇઓ સાથે કપટી ઝઘડો કરી પોતાના બાપને પદભ્રષ્ટ કર્યો. અને ઇ.સ ૧૬૫૮ માં પોતે પાદશાહ થયો. સાત વરસ બંધીખાનું ભોગવી ઈ.સ. ૧૬૬૬ માં શાહાજહાં આગ્રામાં મરણ પામ્યો.

પ્ર૦ શાહજહાં પછી કોણ બાદશાહ થયો અને તેણે ક્યાંથી ક્યાં સુધી અમલ ચલાવ્યો?

ઊ૦ આરંગઝેબ ( આલમગીર ) ઇ.સ. ૧૬૫૮ થી ઇ.સ. ૧૭૦૭ સુધી.

પ્ર૦ એનું રાજ્ય શાથી સુદ્રઢ થયું. તથા તેની કારકીર્દી શાથીઝાંખી

પડી. અને એની જાહેર બિનાઓ કયી કયી હતી?

ઉ૦ પોતાના ભાઇઓના ખુનથી તેનું રાજ્ય નિર્ભય થયું. અને તેના પૂત્રોના બળવા. કારસ્તાન. અને આદેખાઇથી તેની કીર્તી ઝાંખી પડી. પોતાનું ઠાઠમાઠ વાળું દરબાર. દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોનું જીતવું. અને રજપૂતો જાડેનો વિગ્રહ એ એની જાહેર બિનાઓ હતી.

પ્ર૦ એ કેટલા ભાઇઓ હતા અને તેમનું શું થયું?

ઉ૦ એકતો ઔરંગઝેબ પોતે. બીજો દારા. ત્રીજો સુજા. અને ચોથો મૂરાદ. દારાને ઇ.સ. ૧૬૫૯ માં મારી નંખાવ્યો સુજાની સાથે ઝઘડો કરી આરાકાનમાં નસાડી મુકયો. તે ત્યાં ઈ.સ. ૧૬૬૦ માં માર્યો ગયો. ત્રીજો મુરાદ તેનો બંધી ખાનામાંજ ઘાત કરાવ્યો.

પ્ર૦ મીરજુમલા વિશે શું જાણો છો?

પ્ર૦ એ ઓરંગઝેબનો સરદાર હતો. તેણે ઈ.સ. ૧૬૬૨ માં આશામ ઉપર સ્વારી કરી હતી. અને તે ધાકામાં મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગઝેબ સામે હિંદુરાજા રાણાએ શા માટે બંડ કર્યું?

ઉ૦ અકબરનો માફ કરેલો જજીઆવેરો ઈ.સ. ૧૬૭૭ માં પાછો શરૂ કર્યો.. તથા હિંદુઓને રાજ કારભારમાંથી દૂર કર્યા. એટલુંજ નહીં પણ જસવતસિંહની વિધવા ઉપર જુલમ કર્યો વગેરે કારણથી બંડ કર્યું.

પ્ર૦ કોણ કોણ સામે થયા તથા તમાં શા રીતે બન્યું ?

ઉ૦ ઈ.સ ૧૬૭૬ માં એક હિંદુ પંથે બંડ ઉઠાવ્યું અને ઈ. સ. ૧૬૭૭ માં રજપૂતો સંપ કરી તેની સામા થયા. ઇ.સ. ૧૬૮૦ માં તેનો બંડ ખોર શાહજાદો અકબર રજપૂતોને મળી ગયો એ રજપૂતોએ મુસલમાનોની મસ્જિદો ભાગી તથા તેમના ધર્મ ગુરૂઓનું અપમાન કરી કુરાનને બાળી નાંખ્યું.

પ્ર૦ ઓલરંગ જેબના લક્ષણ વિશે શુ જાણવામાં છે?

ઉ૦ જાહેર દેખાવોમાં તે ભવ્ય રૂપે રહેતો તેની ખાનગી રેણી સાદી હતી કામમાં ઉદ્યોગી હોઇ ધર્મની ક્રીયા તે બરોબર પાળતો જો તેને પદ ભ્રષ્ટ કરવાને બાપ નહોત. ખુન કરવાને ભાઇઓ

નહોત, અને દુઃખ દેવાને હિંદુ રૈયત નહોત તો તેનું જીવત ર નિર્દોષ ગણાત

પ્ર૦ મુગલાઇ રાજ્યની પડતી થવાનું શું કારણ હતું ?

ઊ૦ ઓરંગજેબ પછી થનારા એ વંશના પાદશાહો પુતળાં જેવા હતા તેમના સરદારો અને કારભારીઓની પુર્ણ સત્તા તેમના ઉપર હતી, તેઓ તેમને ગાદીએ બેસાડતા આધીન રાખતા અને વખતે તેમનો પ્રાણ પણ લેતા, ઓરંગજેબ પછીના છ પાદશાહોમાંથી બેતો ખોટુ કામ કરતાં આચકો ખાય નહી એ વા હતા અને તેઓ જુલફિકારખાન નામે સેના પતિને તાબે હ તા બાકીના ચારને બે સૈયદોએ ગાદીએ બેસાડેલા હતા. એવા વખતમાં ઘણા પ્રાંતો સ્વતંત્ર થઇ ગયા, એટલુંજ નહી. પરંતુ શીખ લોકે અને મરાઠાઓએ બંડ મચાવ્યાં તથા મધ્ય એ શિઆમાંથી નાદિરશાહની અને અહમદશાહ અબદલ્લીની ચઢાઇ ઓ થઇ અને પાદશાહનું ખેદાન મેદાન થઇ ગયું પછીથી મરે ઠા. અંગ્રેજ, અને ફ્રેન્ચો વચ્ચે લાંબી મુદત ઝઘડો ચાલ્યો પછી દિલ્હીની પાદશાહતના ધણી વિજયી અંગ્રેજો થયા.

પ્ર૦ શીખ લોકના બંડ વિશે શું જાણોછો ?

ઊ૦ તેમના ઉપર બહુ જુલમ થવાથી તેમણે બંડ ઉઠાવ્યું ઇ૦ સ૦ ૧૭૧૬ માં મોગલ ફોજે તેમના ગુરૂ બંદાને મસ્કરીમાં જામો કસુંબલ પાઘડી અને કસ્બી સેલાના પોશાકથી શણગા રેલા રૂપે લોઢાના પાંજરામાં પુરી બધે ફેરવ્યો. તેના દેખતાં તેના દીકરાની છાતી ચીરી તેમાંથી લોહી લઇ તેના મોં પર ફેંક્યું તથા લાલ ધગધગતી શાણશીએ બંદાનું માંસ તોડયું અ ને હડકાયા કુતરાની પેઠે શીખ લોકનો ઉચ્છેદ કર્યો.

પ્ર૦ નાદિરશાહની સ્વારી વિશે શુ જાણવામાં છે ?

ઊ૦ એણે ઇ.સ. ૧૭૩૯ માં હિંદ ઉપર સ્વારી કરી તેણે દિલ્હી માં કતલ ચલાવી તથા લુટી.

પ્ર૦ અહમદશાહની સ્વારી વિશે શું જાણોછો!

ઊ૦ એણે હિંદ ઉપર છ સ્વારીઓ કરી, તેણે પણ ઘણી લુટ અ

ને કતલ કરી એ છ સ્વારીઓમાં પઠાણોએ ઘણીજ ક્રૂરતા કરી ઘણાં શેહેરોમાં કતલ કરી અને કેટલાં એક બાળી મૂક્યાં હિંદુઓનું તીર્થ મથુરાં નગરી બાળી અને લુટી ઘણાં સ્ત્રી પુરૂષોને ગુલામ તરીકે વેચ્યાં અને મંદીરોમાં ગાયોનો વધ કરી તેના લોહીથી મૂર્તીઓને ખરડી.

પ્ર૦ ઈંગ્રેજને હાથ હિંદ શી રીતે આવ્યો ?

ઊ૦ પાણીપતના રણમાં અહમદશાહ અને મરેઠા લડ્યા તેમાં મરેઠા હાર્યા. તે વખતના મુસલ માનો ફતેહ મેળવતા પણ રાજ્ય કરી શકે તેવા નહોતા ત્યાર પછી હિંદમાં અંધાધુંધી ચાલી એવા વખતમાં મુગલાઇ રાજ્યના અંગારામાંથી ઈંગ્રેજે ધીરજથી નવું રાજ્ય રચ્યું કારણકે તે વખતે દિલ્હીના પાદશાહનો અમલ માત્ર તેમના મેહેલમાંજ હતો. તથા હિંદના રાજ્યા ધિકારને માટે મરેઠા, શીખ, અને અંગ્રેજ લઢતા હતા, દિલ્હીનો છેલ્લો પણ નામનો પાદશાહ ઇ.સ. ૧૮૫૭ ના બળવામાં સમીલ થયો, તે ઈ.સ. ૧૮૬૨ માં રંગુનમાં રાજ કેદી અવસ્થામાં મરણ પામ્યો મુસલમાન સરદારો ઈંગ્રેજ સાથે બંગાળા, મૈસુર, અને કર્ણાટકમાં લઢયા પરંતુ હિંદ જીતવામાં વધારેમાં વધારે વખત સુધી ઈંગ્રેજની સામા થનાર હિંદુ હતા છેલ્લો મરેઠી વિગ્રહ ઈ.સ. ૧૮૧૮ માં થયો તેમાં ઈંગ્રેજ જીત્યા તથા શીખ સમુદાયને ઇ.સ. ૧૮૪૮ માં જીત્યો એ પ્રમાણે ઇંગ્રેજો હિંદના ધણી થયા.



## પ્રકરણ ૧૧ મુ.

પ્ર૦ મરેઠાનો ઉદય શી રીતે થયો તથા તે વખતે દક્ષિણમાં કેટલાં રાજ્ય બળ હતાં ?

ઊ૦ ઇ.સ. ૧૬૩૪ ને સુમારે શાહજી ભોંસલા નામે મરેઠો સીપાઈ અહમદનગર અને બિજાંપુરની પક્ષમાં રહી મુગલો જોડે લઢયો અને તેણે પોતાના છોકરા શિવાજીને એક સિપાઇની ટો

ગી. અને લશ્કરી જાગીર વારસામાં આપી. એ શિવાજીનો જન્મ ઈ.સ. ૧૬૨૭ માં થયો. અને તે મરેઠાનો મૂળ પુરૂષ ગણાયો. એ વખતમાં દક્ષિણમાં ત્રણ રાજ્ય બળ હતાં. એકતો દિલ્હીની બાદશાહી ફોજ બીજું અહમદનગર અને બિજાપૂરનું લશ્કર. ત્રીજું સ્થાનિક હિંદુ રાજ્યોની લશ્કરી વ્યવસ્થા. તેમાં છેલાની એટલે મરેઠી રાજ્ય બળની વૃદ્ધિ થઈ. એટલે દક્ષિણ હિંદ જીતવાને શાહજહાં એ અને ઓરંગઝેબે ૮૦ વરસ વિગ્રહ ચલાવ્યો તેમાં મારેઠા દરેક બાજુ વારા ફરતી લડતા. અને મુલક વધારતા.

પ્ર० શિવાજીએ પોતાના અમલમાં મુખ્ય કામ કીયાં કર્યાં?

ઉ० ઇ સ. ૧૬૫૯ માં તેણે બિજાપુરના એક સરદારનો કપટથી ઘાત કર્યો. ઈ.સ. ૧૬૬૨ માં સુરત લુટ્યું. ઇ.સ. ૧૬૬૪ માં રાજ્ય પદ ધારણ કરી પોતાના નામના શિક્કા પાડયા. ઇ.સ. ૧૬૬૫ માં બિજાપર સામે લઢવામાં મોગલોને મદદ કરી. ઇ.સ. ૧૬૬૬ માં ઓરંગઝેબે તેને તેના છોકરા સંભાજી સહિત દિલ્હીમાં નજરકેદ રાખ્યો. ત્યાંથી નાશી આવી દક્ષિણમાં બંડનો ઝુંડો ઉઠાવ્યો. ઇ.સ. ૧૬૭૪ માં રાયગઢમાં ફરીથી ગાદીએ બેઠો. અને સોનાથી પોતાની તુળા કરી બ્રાહ્મણોને દાન કર્યું. ઇ.સ. ૧૬૮૦માં તેનો કાળ થયો.

પ્ર० શિવાજી પછી કોણ ગાદીપતિ થયો અને તેના વખતમાં શા બનાવ બન્યા?

ઉ० સંભાજી. એણે ઇ.સ. ૧૬૮૦ થી ઇ.સ. ૧૬૮૯ સુધી અમલ કર્યો. તેણે પોર્તુગીઝ અને મોગલો જોડે લઢવામાં ઘણો વખત ખોયો. ઇ.સ. ૧૬૮૯ માં ઔરંગઝેબ પાદશાહે તેને પકડી કેદ કર્યો અને તેની આંખો ફોડી તથા જીભ કાપી શિરચ્છેદ કર્યો.

પ્ર० શાહુ એ કોણ અને તેના વિશે શું જાણોછો?

ઉ० એ સંભાજીનો છોકરો. ઔરંગઝેબે સંભાજીને પકડયો ત્યારે એ ફક્ત ૭ વરસનો હતો તેને ઓરંગઝેબે પોતાની પાસે નજરકેદ રાખ્યો. હતો. પરંતુ દીલ્હીની તાબેદારી સ્વીકાર્યાથી ઇ.સ. ૧૭૦૭

માં તેને ગાદી પાછી આપી. તેણે પોતાનો જન્મારો જનાન ખાનામાં ગાળ્યો. અને બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને મંત્રી અને પેશ્વાનો ઈલિકાબ આપી રાજ્યનો તમામ કારભાર સોંપ્યો. ત્યાર પછી મરેઠાને ઠેકાણે પેશ્વાની સત્તા જામી.

પ્ર૦ પછી મરેઠી રાજ્ય કીયાં રહ્યાં અને તેનું શું થયું ?

ઊ૦ સતારા અને કોલાપુર સતારાના છેલ્લા રાજાને પુત્ર ન હોવાથી તે રાજ્ય ઇ. સ. ૧૮૪૯ માં ઇંગ્રેજે ખાલસા કર્યું અને કોલાપુરનું રાજ્ય હજી કાયમ છે, ત્યાં શિવાજીનો છેલ્લો વંશજ ઇ. સ. ૧૮૮૩ સુધી રાજ્ય કરતો પરંતુ તે અપુત્ર મરણ પામવાથી ગાટગે કુળના કોઇ બાળકને દત્તક લીધો છે તે બીજો શાહુ રાજા કહેવાયછે.

પ્ર૦ પેહેલો પેંશ્વા કોણ થયો અને તેના વખતમાં શા બનાવ બન્યા ?

ઊ૦ બાલાજી ઈ.સ. ૧૭૧૮ માં તેણે સૈયદોને મદદ કરી અને ઇ. સ. ૧૭૨૦ માં દક્ષિણમાં પાદશાહી મુલકમાં ચોથ ઉઘરાવી તથા પુના અને સતારાની આશ પાશ સત્તા જમાવી .

પ્ર૦ બીજો પેશ્વા કોણ અને તેના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ બાજીરાવ- તેણે દક્ષિણની ચોથનો હક કાયમ કર્યો, અને માળવા પ્રાંત તથા નર્મદાથી ચંબલ પર્યંતનો પ્રદેશ દિલ્હીની પાદશાહતમાંથી છીનવી લીધો તથા ઇ.સ. ૧૭૩૯ માં પોર્તુગીઝ પાસેથી વસાઇ લીધું

પ્ર૦ ત્રીજો પેશ્વા કોણ અને તેના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ બાલાજી બાજીરાવ, એ વખતે મરેઠા રાજ્યનાં મુખ્ય સ્થળ બે હતાં. પુના અને મધ્ય પ્રાંતમાં નાગપુર, નાગપુરમાં ભોંસલે કુળનો અમલ હતો, તેણે બંગાળા ઉપર ચઢાઇ કરી તેથી અલીવર્દીખાંએ તેને બંગાળાની ઉપજમાંથી ચોથ આપવાનું કબુલ કર્યું. તથા દક્ષિણ- ઓઢીઆપ્રાંત રઘુજી ભોંસલેને ઇ.સ. ૧૭૫૧ માં આપ્યો પુનાના મરેઠાએ ઉત્તરમાં પંજાબ સુધી સ્વારી કરી તેથી અહમદશાહદુરાનીનો તેમના ઉપર કોપ થયો , કારણ કે

પંજાબ પ્રાંત તેણે દિલ્હીના પાદશાહ પાસેથી છીનવી લી ધો હતો, દુરાની અને મરેઠા વચ્ચે ઈ.સ. ૧૭૬૧ માં પા ણી પતના રણમાં મોટી લઢાઈ થઇ તેમાં મરેઠા હાર્યા.

પ્ર૦ એ વખતે મરેઠી રાજ્યના કેટલા અને કીયા કીયા વિભાગ થઇ ગએલા હતા ?

ઊ૦ પાંચ, ૧ પેશ્વાની ગાદી પુનામાં હતી, ૨, ભોંસલેનું પાટનગર નાગપુરમાં હતું. ૩. સિંધીઆની રાજ્યધાની ગ્વાલીઅરમાં હતી. ૪. હોલ્કરની રાજધાની ઇંદોરમાં હતી ૫. ગાયકવાડની રાજધાની વડોદરામાં હતી.

પ્ર૦ ચોથો પેશ્વા કોણ અને તેના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ માધવરાવ. એ વખતમાં માંહો માંહી કાવતરાં ચાલતાં હતાં. પુના અને નાગપુર વચ્ચે બંગાળાની લુટને માટે વાંધો ચાલતો હતો. સિંધીઆ અને હોલ્કર સ્વતંત્ર થઇ ગયા હતા, હૈદ્રાબાદ અ ને મૈસુરના મુસલમાની સંસ્થાન સાથે તથા વરાડના ભોં સલે જોડે તેને લઢવું પડયું તેમાં દરેકમાં તેની જીત હતી.

પ્ર૦ ભોંસલે વિશે બીજુ શું જાણવામાં છે?

ઊ૦ તેમણે ઇ.સ. ૧૭૫૧ સુધી બંગાળામાં ચોથ ઉઘરાવી અને દ ક્ષિણ ઓઢીઆ મેળવ્યો પણ ત્યાંથી ઇ. સ. ૧૮૦૩ માં તેમ ને હાંકી કાઢયા ઈ.સ. ૧૮૧૭ ના છેલ્લા મરેઠી વિગ્રહમાં તે મની સત્તાનો અંત આવ્યો. પરંતુ ઇ. સ. ૧૮૫૩ સુધી ઈં ગ્રેજની સલાહ પ્રમાણે તેનો રાજ કારભાર ચાલ્યો અને તે જ સાલમાં ત્યાંનો રાજા અપુત્ર મરણ પામવાથી રાજ્ય ઈં ગ્રેજે ખાલસા કર્યું.

પ્ર૦ વડોદરાના રાજ્ય વિશે શુ જાણવામાં છે ?

ઊ૦ એના અમલમાં આખો ગુજરાત પ્રાંત અને કાઠિયાવાડ છે ઇ.સ. ૧૮૧૭ ના છેલ્લા મરેઠી વિગ્રહ પછી બ્રિટિશ રેસિડેંટ ની મદદથી એ રાજ્ય ચાલેછે ઇ.સ. ૧૮૭૪–૭૫ માં જે ગાય કવાડ ( મલારરાવ ) ગાદી ઉપર હતો તેના ઉપર રેસિડેંટ

ને ઝેર દેવાની કોશિશ સાબિત થવાથી તેની હાઇકમિશને તપાસ ચલાવી રાજાને પદભ્રંષ્ટ કર્યો. હતો, પણ રાજ્ય ખાલસા નહીં કરતાં એ વંશના કોઇ બાળકને દક્ષિણમાંથી લાવી ગાદીએ બેસાડયો છે .

પ્ર૦ પેહેલા મરેઠી વિગ્રહ વિશે શું જાણોછો ?

ઊ૦ એ વિગ્રહ ઈ.સ. ૧૭૭૯ થી ઈ.સ. ૧૭૮૧ સુધી ચાલ્યો એ વિગ્રહ થવાનું કારણ એમ હતું કે છઠા પેશ્વા માધવરાવનો જન્મ તેના બાપના મરણ પછી થયો હતો. તેનો બધો અધિકાર નાના ફડનવીસના હાથમાં હતો પરંતુ માજી પેશ્વાના કાકા રાઘોબાએ તેના વિશે વાંધો લીધો અને પંડને માટે દાવો કર્યો પરંતુ એ બાળકના રક્ષક નાનાફડનવીસે ફ્રેન્ચોને મદદમાં બોલાવ્યાથી મુંબાઇના ઇંગ્રેજોએ રાઘોબાનો પક્ષ કરયો છેવટે ઇ.સ. ૧૭૮૨ માં સાલબાઇનું તહનામુ થયું તેની રૂએ ધારાપુરી અને બીજા દ્વીપો ઇંગ્રેજને મળ્યા અને રાઘોબાને પેનસન બાંધી આપ્યું, તથા માધવરાવ પેશ્વા પોતાના અધિકાર ઉપર કાયમ રહ્યો પરંતુ છેવટે તેને આપ ઘાત કરવાની જરૂર પડી.

પ્ર૦ બીજા મરેઠી વિગ્રહ વિશે શુ જાણોછો ?

ઊ૦ એ વિગ્રહ ઇ.સ. ૧૮૦૩ થી ઇ.સ. ૧૮૦૪ સુધી ચાલ્યો એ થવાનું કારણ એમ છે કે ઇ.સ. ૧૭૯૫ માં સાતમો અને છેલ્લો પેશ્વા બીજો બાજીરાવ થયો તે વખતમાં હોલ્કરે તેને ઇંગ્રેજની મદદ માગવાની જરૂર પાડી તેના સંબંધમાં ઇ.સ. ૧૮૦૨ માં વસાઇનું તહનામું થયું. તેની રૂએ પોતાના ખરચે બાજીરાવને ઈંગ્રેજી લશ્કર રાખવાની જરૂર પાડી પરંતુ સિંધીઆ અને ભોંસલેએ એ તહનામુ તોડવાને એકઠા કરયો. તેથી એ બીજો વિગ્રહ થયો જનરલ વેલેસ્લીએ ( વેલિંગ્ટનના ડયુક ) આસાઇ અને આરગામના રણ ક્ષેત્રમાં સિંધીઆ અને ભોંસલેને હરાવી તેમના લસ્કરનો ઘાણ વાળ્યો અને લાર્ડ લેકે લાસ્વારી અને દિલ્હી આગળ મરેઠાને હરાવ્યા તથા ઇ૦

સ૦ ૧૮૦૪ માં ડીગ આગળ હોલકરને હરાવ્યો આ વિગ્રહમાં ઇંગ્રેજને ઘણો મુલક મળ્યો તથા હિંદમાં ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો તથા દિલ્હીનો નામનો પાદશાહ ઇંગ્રેજને શરણે આવ્યો

પ્ર૦ છેલ્લા મરેઠી વિગ્રહ વિશે શુ જાણોછો?

ઊ૦ આ વિગ્રહ ઇ૦સ૦ ૧૮૧૭ થી ઇ૦સ૦ ૧૮૧૮ સુધી ચાલ્યો પેશ્વા હોલ્કર અને ભોંસલે પોત પોતાને માટે ઇંગ્રેજ સામે લડયા અને પૃથક પૃથક પરાજય પામ્યા છેવટે બાજીરાવ પેશ્વા ઇંગ્રેજને શરણે આવ્યો અને તેનો મુલક ખાલસા કરી મુબાઈ ઇલિકામાં જોડી દીધો તથા તેને પેનસન બાંધી આપી બિથુર ગામમાં નજર કેદ રાખ્યો તેના દત્ત પુત્રનાના સાહેબ ૦સ૦ ઇ૧૮૫૭ ના બળવામાં સામીલ થઈ દુષ્ટ કામ કર્યાં,

# પ્રકરણ ૧૨ મું.

પ્ર૦ યુરોપી વિજેતામાં પેહેલા કોણ આવ્યા અને તેમના વિશે શુ જાણોછો?

ઊ૦ પોર્તુગીઝ વાસ્કોદાગામા નામનો એક સરદાર પોતાનો કાફલો લઈ ઈ.સ. ૧૪૯૮ માં પોર્તુગાલના લિસ્બોન બંદરથી નીકળ્યો તે કેપ આવ ગુડહોપને રસ્તે થઈ હિંદમાં કાલિકટ બંદરે આવી ઉતર્યો ત્યાં રહી તેણે વેપાર કરવા માંડયો અને ત્યાંના હિંદુ રાજા ઝામોરિનની પ્રીતી સંપાદાન કરી થોડા દીવસ રહી તે સ્વદેશ ગયો ત્યારે ઝામોરિને પોર્તુગાલના રાજા ઉપર તેને પત્ર લખી આપ્યો તેમાં તેને તેણે લખ્યું કે મારા મુલકમાં ઘણી જાતના તેજાના અને રત્ત પાકે છે તેને બદલે તારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં, વગેરે લેવા હું ઇચ્છુંછું. ઈ.સ. ૧૫૦૨ માં વાસ્કોદાગામા ફરીથી હિંદમાં આવ્યો, તે વખત તેને ઝામોરિન જોડે અણુબનાવ થયો. તેથી તેણે ઝામોરિન ઉપર મારો ચલાવ્યો. ઈ.સ. ૧૫૦૩ માં આ

ફ્રેન્સોદી આલ્બુકર્ક આવ્યો. તેણે પૂર્વ સમુદ્રમાં વેપાર ચલાવ્યો. ઇ.સ, ૧૫૦૫ માં એ લોકોનો પેહેલો ગવર્નર ફ્રાન્સિસકોદી આલમૈડો આવ્યો ત્યાર પછી ઇ.સ. ૧૫૦૯ માં બીજો ગવર્નર આલ્ફોન્સો આવ્યો તેણે પોર્તુગીઝની સત્તા વધારી. ઇ.સ. ૧૫૧૦ માં તેણે ગોવા સર કર્યું પછી મક્કા કબજે કરી સિઆમ અને મસાલાના બેટો જોડે વેપાર શરૂ કર્યો ત્યાર પછી વલંદા અને ઇંગ્રેજે આ દેશ ખાતે પોતાનો વેપાર શરૂ કર્યો એટલે તેમની પડતી થઇ હાલ દીવ દમણ અને ગોવા તેમના કબજામાં છે.

પ્ર० પોર્તુગીઝ પછી કીયા લોકો આવ્યા અને તેમના વિશે શું જાણવામાં છે?

ઉ० વલંદા તેઓ પણ કેપઆવગુડહોપને રસ્તે આવ્યા હતા અને આમ્બોયનામાં રાજ ગાદી સ્થાપી હતી એ વેપાર કરનારી કંપની આવી ત્યાર પેહેલા એ લોકોની ઘણી ખાંનગી મંડળીઓ આ દેશ ખાતે વેપાર કરતી હતી ઈ.સ. ૧૬૦૨ માં તેમને સ્ટેટસ જનરલે જોડી દીધી અને તેનું ડચ ઇસ્ટ ઈડિઆ કંપની એવું નામ આપ્યું ઇ.સ. ૧૬૧૯ માં જાવામાં બટેવિઆ શેહેર વસાવી ત્યાં રાજધાની કરી અને તેજ સાલમાં તેમણે આસ્ત્રેલિઆનો કાંઠો સોધી કાડયો, એ વખતે પુર્વ આર્કિપેલેગોમાં બ્રિટિશ કંપની પણ વેપાર કરતી હતી તેમની અને વલંદાની વચ્ચે આમ્બોયનામાં ઝઘડો થયો તેમાં ઘણા ઇંગરેજો માર્યા ગયા ઇસ ૧૬૩૫ માં તેમણે ફારમોસા કબજે કર્યું અને ઇસ ૧૬૪૦ માં મલાક્કા લીધુ. ૧૬૫૧ માં કેપ આવ ગુડહોપમાં એક સંસ્થાન સ્થાપ્યું અને ઇસ ૧૬૫૨ માં મદ્રાસ કાંઠે પાલકોલ્લુમાં કોઠી ઘાલી ઇસ ૧૬૫૮ માં પોર્તુગીઝ પાસેથી જાફનાપટણ લઇ લીધું તથા તેમને છેવટે મક્કાસરમાંથી પણ હાંકી કાઢયા તેમની વેપાર કરવાની પદ્ધતિ અર્થ શાસ્ત્રના નિયમથી ઉલટી હતી તેથી તેમનો જલદીથી અંત આવ્યો ઇસિ ૧૭૫૮ માં ચિનસુરાની લઢાઇમાં ઇંગ્રેજ સરદાર કલાઇવે તેમને હરાવ્યા અને તેમને લાજ લગાડે એવા કરાર કરવાની જરૂર પાડી

પ્ર० ઇંગ્રેજોએ એ રસ્તો શોધી કાઢવા શો પ્રયત્ન કર્યો?

ઊ૦ ઈ.સ. ૧૬૯૬ માં સાતમા હેન્રિ રાજાએ જાન કાબટને વાવ્ય ત રફને રસ્તે થઇ હિંદમાં જવાનો માર્ગ ખોળી કાઢવા સનંદ કરી આપી હતી એ કામમાં તેમને ફતેહ મળી નહીં. પણ ન્યુ ફોક લાંડ બેટનો શોધ થયો. ત્યાર પહેલાં ઇ.સ. ૧૫૫૩ માં સરહ્યુ વિલબીએ એશિઆની ઉત્તરે રસ્તો ખોળી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તે ઘણું દુઃખ પામી મરણ પામ્યો. હાલમાં એ રસ્તો શોધી કાઢવાનું કામ એક સ્વીડ અમલદારને સોંપવામાં આવ્યું છે.

પ્ર૦ કીયા ઇંગ્રેજ પેહેલ વેહેલા હિંદમાં આવેલા અને તેમના વિશે શું જાણો છો?

ઊ૦ ઇ.સ. ૧૫૭૯ માં ટામસ સ્ટીવન્સ આવ્યો હતો. ઇ.સ. ૧૫૮૩ માં ત્રણ ઈંગ્રેજ વેપારી નામે રાલ્ફફ્રિચ, જેમ્સ, ન્યુબેરી, અને લીડસ આવ્યા હતા. અદેખા પોર્તુગીઝે તેમને ઓર્મજ અને ગોવામાં બંધીખાને નાંખ્યા. છેવટે ન્યુબેરીએ ગોવામાં દુકાન માંડી લીડસ મુગલ પાદશાહની નોકરીમા રહ્યો અને ત્રીજો ફ્રિચ તે રઝળી છેવટ ઇંગ્લાંડ ગયો.

પ્ર૦ ઇંગ્લિસ ઇસ્ટ ઈંડિઆ કંપનીની ઉત્પત્તિ શી રીતે થઇ?

ઊ૦ હિંદમાં વલંદા વેપાર કરતા હતા ઇ સ. ૧૫૯૯ માં તેમણે મરીનો ભાવ પેહેલાં કરતાં વધાર્યો તેના સંબંધમાં લંડનના વેપારીઓએ સભા બોલાવી હિંદ જોડે પરભાર્યો. વેપાર કરવાનો ઠરાવ કરી મંડળી સ્થાપી. તેમને રાણી ઇલિઝાબેથે ઇ.સ. ૧૬૦૦ માં સનંદ કરી આપી ત્યાર પેહેલાં ક્રામવેલની કંપની હિંદમાં વેપાર કરતી હતી કેટલીક મુદત અંદર અંદર વેર ભાવ ચાલ્યા પછી ઇ.સ. ૧૭૦૯ માં એ બંને કંપની જોડાઈ ગઇ. અદેખા પોર્તુગીઝ તેમને નડવા લાગ્યા. પરંતુ ઇ.સ. ૧૬૧૫ માં તેમની સાથે તાપી નદીના મૂખ પાસે સુંઆલીનું યુદ્ધ દરિઆઇ યુદ્ધ થયું. તેમાં કપતાન બેસ્ટે તેમનો પરાભાવ કર્યો એ વખતે દિલ્હી પતી જાંહાંગીર હતો. સરટામસરો તેની પાસે આવ્યો હતો.

પ્ર૦ મદ્રાસ શી રીતે વસ્યું અને તેનો સ્વતંત્ર ઇલાકો ક્યારે બન્યો!

ઉ૦ ઈંગ્રેજની કોઠી આર્મા ગામમાં હતી તેના ઉપરી ફ્રાન્સિસડેએ ચંદ્રગિરિના રાજા પાસેથી ઇ.સ. ૧૬૩૮ માં મદ્રાસ પટમ અથવા ચિના પટમ નામે સ્થળ ખરીદ કર્યું અને ત્યાં ઇ.સ. ૧૬૩૯ માં ફોર્ત સેંત જોર્જ બાંધી મદ્રાસ વસાવ્યું. તે વસ્યા પછી કેટલીક મુદત લગી જાવાના બંતામ નગરના તાબામાં રહ્યું. પરંતુ ઇ.સ. ૧૬૫૩ માં તેનો સ્વતંત્ર ઇલાકો બન્યો.

પ્ર૦ મુંબાઇ બેટ ઇંગ્રેજને હાથ શી રીતે આવ્યો?

ઉ૦ પોર્તુગાલના રાજાએ ઇ.સ. ૧૬૬૧ માં કાથેરૈનની પેરામણીમાં એ બેટ ઇંગ્રેજને આપ્યો. પરંતુ તેનો કબજો ઈ.સ. ૧૬૬૫ માં મળ્યો. પછી ઇ.સ. ૧૬૬૮ માં બીજા ચાર્લસ રાજાએ વર્ષે સો રૂપિઆ લેવા કરી ઇસ્ટ ઈંડિઆ કંપનીને આપ્યો. ત્યાર પહેલાં તેમની પશ્ચિમ કાંઠાની રાજધાની સુરતમાં હતી.

પ્ર૦ કલકત્તા ક્યારે અને શી રીતે વસ્યું?

ઉ૦ ઇ.સ. ૧૭૦૦ માં. ત્યાં આગળ સુસાંટી કરીને ગામડું હતું. ત્યાં ફોર્ત વિલિયમનો પાયો નાંખ્યો અને સુસાંટી, કાલીકટા, અને ગોવિંદપુર એ ત્રણ સ્થળ ઓરંગજેબના શાહજાદા આજમ પાસેથી જોબચાર્નોકે વેચાણ લીધાં.

પ્ર૦ ફ્રેંન્ચ કંપની ક્યારે સ્થપાઇ અને તે વિશે શું જાણો છો?

ઉ૦ તેમણે પેહેલી કંપની ઇ.સ. ૧૬૦૪માં સ્થાપી બીજી ઇ.સ. ૧૬૧૧માં ત્રીજી ઇ.સ. ૧૬૧૫માં, ચોથી ઇ.સ. ૧૬૪૨માં, અને પાંચમી ઇ.સ. ૧૬૪૪માં સ્થાપી ત્યારપછી ઇ.સ. ૧૭૧૯ માં છઠ્ઠી કંપની સ્થપાઈ. એ છેલ્લી કંપની ( ઇંડિસની કંપની ) ને નામે ઓળખાય છે તેના આપેલા હકો ત્યાંના રાજાએ અટકાવ્યા હતા. પરંતુ છેવટે ઇ.સ. ૧૭૯૬ માં તેનો નાશનલ આસેંબ્લીએ ઉચ્છેદ કર્યો.

પ્ર૦ ડેન કંપની વિશે શું જાણોછો?

ઉ૦ તેમની પેહેલી કંપની ઇ.સ. ૧૬૧૨ માં અને બીજી ઇ.સ. ૧૬૭૦ માં સ્થાપાઇ હતી તેમણે ત્રાંકવીબાર અને શ્રીરામપુર સંસ્થાન સ્થાપ્યાં હતાં . જે ઇ૦ સ૦ ૧૮૪૫ માં ઇંગ્રેજે

વેચાણ લીધાં.

પ્ર૦ આસ્ટેંડ કંપની વિશે શું જાણોછો?

ઊ૦ તેને આસ્ટ્રિઆના શેહેનશાહે ઇ.સ. ૧૭૨૩ માં સનંદી મંડળી કરી તેના આડતીઆ વલંદા અને ઇંગ્રેજ કંપનીના નોકરો હતા પરંતુ ઇ.સ. ૧૭૨૭ માં તેની સનંદનો અમલ વિએનાના દરબારે અટકાવ્યો હતો, છેવટે ઇ.સ. ૧૭૮૪ માં એ કંપનીએ દેવાળું કાઢયું.

પ્ર૦ એ સિવાય યુરોપની કયી કંપનીઓ વિશે તમારા જાણવામાં છે ?

ઊ૦ ઇ૦સ૦ ૧૬૯૫ માં સ્કાટ લોકે કંપની સ્થાપી હતી, પણ તે ઉછરતા પેહેલાંજ નાશ પામી સ્પેનના રાજાની સનંદથી ઈ.સ. ૧૭૩૩ માં ફિલિપાઇન બેટોની પાદશાહી કંપની સ્થપાઈ હતી ઈ.સ. ૧૭૩૧ માં છેલ્લામાં છેલી કંપની સ્વીડના રાજાની પરવાનગીથી હેત્રિ કઅનિંગે સ્થાપી હતી.

---

# પ્રકરણ ૧૩ મું.



પ્ર૦ ફ્રંચ અને ઈંગ્રેજ વચ્ચે વિગ્રહ ચાલ્યો ત્યારે દક્ષિણ હિંદ કેવી સ્થિતિમાં હતો.

ઊ૦ ઔરંગજેબ બાદશાહ ઇ.સ. ૧૭૦૭ માં મરણ પામ્યો ત્યાર પછી ઘણું કરીને તમામ હિંદ સ્વતંત્ર થઇ ગએલો હતો દક્ષિણ હિંદમાં નિજામુલ મુલ્કે ગાદી સ્થાપી અને તે આખા દક્ષિણ હિંદ ઉપર નામનો અધિકાર ચલાવતો કર્ણાટકમાં આર્કાટનો નવાબ નિજામના નાયબ તરીકે અમલ કરતો. વધારે દક્ષિણમાં ત્રિચિનોપલીમાં હિંદુ રાજાની રાજધાની હતી. તાંજોરમાં શિવાજીના અધમ થએલા વંશજો રાજ કરતા હતા મૈસુરમાં પણ હિંદુ રાજાનો અમલ હતો વિજય નગરનો નાશ થયા પછી તેના લશ્કરી સરદારો છુટક છુટક કિલામાં રાજધાની કરી સ્વતંત્ર પણે અમલ કરતા હતા.

પ્ર૦ ફ્રેંચના પેહેલા વિગ્રહ વિશે શી હકીકત જાણોછો ?

ઊ૦ ઈ.સ. ૧૭૪૪ માં ઇંગ્રેજ અને ફ્રેંચો વચ્ચે યુરોપમાં વિગ્રહ થયો તેની રૂએ હિંદમાં વિગ્રહ થયો પાંદીચેરીનો ગવર્નર ડુપ્લે હતો. તેની મદદે લાબોર્દોનેસ અવ્યો તેણે ઇ.સ. ૧૭૪૬ માં મદ્રાસ જીતી લીધુ ફકત સેંતડેવી ગઢ ઇંગ્રેજ પાસે રહ્યો ઇ૦ સ૦ ૧૭૪૮ માં બોસ્કાવેએ પાંદીચેરીને ઘેરો ઘાલ્યો અને મેજર લારેન્સે તેને મદદ કરી ફ્રેન્ચ અને ઇંગ્રેજ વચે ઘણા હુમલા થયા તેમાં ફ્રેન્ચોએ તેમના તમામ હુંમલા પાછા વાળ્યા. પરંતુ તેમની વચે લાસાપેલના કોલકરાર થયા. તેની રૂએ મદ્રાસ ઈંગ્રેજને પાછું મળ્યું અને એ વિગ્રહનો અંત આવ્યો.

પ્ર૦ ફ્રેન્ચો સાથેના બીજા વિગ્રહ વિષે શું જાણવામાં છે?

ઊ૦ પેહેલા વિગ્રહમાં તેમને સહેલથી જય મળ્યો તેથી ડુપ્લેના મનમાં ફ્રેન્ચ બાદશાહત સ્થાપવાનો લોભ થયો. દક્ષિણમાં હેદ્રાબાદ અને આર્કોટની ગાદીઓને માટે તકરાર ચાલતી હતી તેમાં તેણે હાથ ઘાલી પોતાના પક્ષનાને ગાદીએ બેસાડયા. પરંતુ આર્કોટનો ખરો હકદાર મહમદ અલ્લી (વાલાજાહ) હતો તેનો પક્ષ ઇંગ્રેજોએ કર્યો આમ બનવાથી તેમની વચ્ચે બીજો વિગ્રહ ઉત્પંન થયો. ઇ૦સ૦ ૧૭૫૧ માં કલાઇવે આર્કોટ લીધું ઇ૦સ૦ ૧૭૬૦ માં વાંદેવાશની લઢાઇ થઈ તેમાં ફ્રેન્ચ સેના પતિ લાલી હતો. તેને ઈંગ્રેજ સેના પતિ કર્નલ કુટે હરાવ્યો એટલુંજ નહી પણ તેણે ઇ૦સ૦ ૧૭૬૧ માં પાંદિચેરી તાબે કર્યું તથા જંજીનો ડુંગરી ગઢ પણ જીતી લીધો અને ફ્રેન્ચ સત્તાનો અંત આણ્યો.

પ્ર૦ બંગાળાના નવાબ સિરાજઉદદૌલા ( સુજા દૌલા ) સાથે ઇંગ્રેજને શા માટે અણબનાવ થયો અને તેનું શું થયું ?

ઊ૦ એના કુંટબનો કોઈ ગુનેગાર કલકત્તે નાશી ગયો હતો તેની પૂઠે ફોજ લઈ તે ત્યાં ગયો. ત્યાંના કેટલાક ઈંગ્રેજો વહાણમાં બેશી નાશી ગયા અને કેટલાક સામા થયા તેમાંથી કેટલા

ક છેવંટ નવાબને શરણે થયા. એ તાબે થએલાને તેણે વ્યુલિ યમ ગઢની બંધીશાળામાં ( અંધારી કોટડી ) પુર્યા. તે જગા ફકત ૧૮ ચોરસ ફુટ હતી તેમાં ૧૪૬ ને પુર્યા તાપના દિવસ હતા તેથી તથા ઓછા પવન ને લીધે અને તરસથી તેમાંના ૧૨૩ મુઆ. અને ફકત ૨૩ જણ પોતાનું દુઃખ જણાવવાને રહી ગયા આ કારણથી તેને ઇંગ્રેજો જોડે પાકો અણબનાવ થયો. આ હકીકત સાંભળી કલાઇવ અને એડ. મિરલ વાટ્રસન મદ્રાસથી કલકતે આવ્યા. અને તેનો કબજો કર્યો તથા નવાબ જોડે સલાહ કરી. તેમાં કંપનીને બધા હક મળે. અને નવાબ પાસેથી નુકશાનીનો બદલો મળે એમ ઠર્યું.

પ્ર૦ પ્લાશીની લઢાઇ વિશે શું જાણવામાં છે ?

ઉ૦ ઈ૦સ૦ ૧૭૫૭ માં ઇંગ્રેજ અને સિરાજ ઉદ દૌલ્લા વચ્ચે થઇ. કારણ કે એ વખતમાં ઇંગ્રેજ અને ફ્રેંન્ચ વચ્ચે યુરોપ માં ફરીથી વિગ્રહ ચાલ્યો હતો. તેથી કલાઇવે હુગલીને તીરે તેમનું ચંદ્રનગરનું થાણું કબજે કર્યું પણ તે નવાબના કરારથી ઉલટું હોવાથી નવાબ ફ્રેંન્ચના પક્ષમાં ઉતર્યો કલાઇવે નવાબના સેનાપતિ મિરજાફરને ફોડયો અને અંદરથી તેને ગાદી અપાવવાનો કરાર કર્યો બંને પક્ષ વચ્ચે લઢાઈ થઇ તેમાં નવાબ હાર્યો. કલાઇવે મુગલ પાદશાહની મંજુરી લઇ મિરજાફરને ગાદીએ બેસાડયો તેના બદલામાં તેણે ભારે રકમ અને કલકત્તાની આશ પાસની જમીનદારીનો હક ઈંગ્રેજને આપ્યો. તેના ઉપર પાદશાહનો વેરા હક હતો તે પણ પાદશાહે ઇ૦સ૦ ૧૭૫૯ માં કલાઇવને બક્ષિસ કર્યો એ રીતે મળેલી જાગીરનું નામ કલાઇવની જાગીર એવુ પડયું ઈ૦સ૦ ૧૭૬૫ માં પાદશાહે તેને નવી સનંદ કરી આપી તેમાં દશ વરસ સુધી તે ઉપર કલાઇવનો ખાલસા ભોગવટો કાયમ રાખ્યો ત્યાર પછી હમેશને માટે કંપનીને મળે એવો ઠરાવ કર્યો. ઈ૦સ૦ ૧૭૭૪ સુધી તેની કુલ ઉપજ કલાઇવને મળી ત્યાર પછી તો તે મરણ પામ્યો.

પ્ર૦ હિંદનો પેહેલો ગવર્નર કંપનીએ કોને નીમ્યો. અને તેણે પોતા ના અમલમાં શાં કામ કર્યાં ?

ઊ૦ ઇ૦સ૦ ૧૭૫૮ માં કલાઇવને નીમ્યો. શાહ આલમે પટણા ને ઘેરો ઘાલ્યો હતો. પણ તેના ઉપર કલાઇવ ચઢયો. એટલે તેનું લશ્કર વિખેરાઈ ગયું ફ્રેન્ચો સામે તેણે કર્નલ ફોર્ડની સર દારી નીચે લસ્કર મોકલ્યું. તેણે તેમને હરાવ્યા. અને મછલી પટણ લઈ લીધુ તથા હૈદ્રાબાદમાંથી ફ્રેન્ચ સત્તા તોડીને ઇંગ્રેજની સત્તા સ્થાપન કરી.

પ્ર૦ મીરકાસમ વિશે શું જાણોછો ?

ઊ૦ કલાઇવના વિલાયત જવા પછી વાન્સીતાર્ત નામનો ગવર્નર નીમાયો. તેના વખતમાં દેવાદાર મિરજાફરને પદ ભ્રષ્ટ કરી તેને ઠામે તેના ધનવાન જમાઇ મિરકાસિમને તેણે નવાબ બનાવ્યો, તેણે તેના બદલામાં બર્દવાન, મિદનાપુર, અને ચિત્તગાંવ મહાલ ઇંગ્રેજને આપ્યા એ સિવાય લુટેરૂ ઇંગ્રેજોને ખાનગી મિલ્કત આપી તે જુદી, આ કામ થવાથી ઘણા ઇંગ્રેજો રાજી થયા પરંતુ મિરકાસિમ સ્વતંત્ર વિચારનો માણસ હતો. તેથી તેને ઇંગ્રેજના તાબામાં રહેવું પસંદ પડયુ નહીં. તેણે કંપનીના વેપાર માટે હાંસલની છુટ આપી હતી તેને માટે કંપનીના નોકરો પોતાના ખાનગી વેપાર સારૂ દાવો કરવા લાગ્યા. તે બાબત તકરાર પડી અને ઇ૦સ૦ ૧૭૬૩ માં અયોદ્ધાના નવાબ સુજા દૌલાની મદદ લેઇ આખા બંગાળામાં ફિતુર મચાવ્યુ પટણામાં ઇંગ્રેજી લશ્કરનો ઘાણ વળ્યો તેની સાથે ઇ૦ સ૦ ૧૭૬૪ ઘેરિયા અને ઉધાનાળા આગળ લડાઈ થઇ છેવટ શાહ આલમ પણ તેને મળી ગયો. એ ત્રણેએ મળી ફરીથી પટણા ઉપર હલો કર્યો પરંતુ મેજર મનરોએ એ બંડ બેસાડી દીધુ. અને તેમને બકસરની લઢાઇમાં હરાવ્યા. તેથી અયોદ્ધાનું રાજ્ય ઇંગ્રેજના કબજામાં આવ્યુ અને શાહ આલમ પાદશાહ શરણે આવ્યો લઢાઈના ખર્ચને પેટે પચાસ લાખ રૂપીઆ લઇ અયોદ્ધાનું રાજ્ય વજીર અલીને પાછું આપ્યુ શાહ આલમને અલ્હા

બાદ અને કોરા પ્રાંત પાછા આપ્યા. તેના બદલામાં પાદશાહે બંગાળા, બહાર, અને ઓરિસ્સાની દીવાની ઈંગ્રેજને આપી અને ત્યાર પછી બંગાળામાં દ્વિરાજ્યસત્તા સ્થાપન થઈ.

પ્ર૦ કલાઇવ બીજીવાર હિંદમાં આવ્યો. તે વખતમાં શા બનાવ બન્યા ?

ઉ૦ એ વખતમાં નોકરોને પુરો પગાર નહીં મળવાથી તેઓ ખાનગી વેપાર કરતા. તથા બક્ષિસો પણ લેતા. અને રૈયતને દુઃખ દેતા તે રિવાજ તેણે બંધ કરી નોકરોને પુરા પગાર બાંધી આપ્યા. તેના સંબંધમાં તેની ફોજે બંડ કર્યું. પણ તે જલદીથી સમાવી દીધું.

પ્ર૦ વારન હેસ્તિગ્સના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ એના વખતમાં કલાઈવિની દ્વીરાજ સત્તા જામેલી હતી. તેથી રાજ કારભાર બરોબર ચાલતો નહોતો. ઇ.સ. ૧૭૭૩ માં કંપનીના ડરેકટરોએ રેગ્યુલેટિંગ આકટ પસાર કર્યો તેની રૂએ ઇ.સ. ૧૭૭૪ માં હેસ્તિગ્સને ગવરનર જનરલનો ઇલકાબ આપ્યો. એ આકટની રૂએ તેણે વસુલાતનો અમલ ચલાવવા કલેકટરોની નીમણુંકો કરી બંગાળાના નવાબને આપતા પેનસનમાં ઘટાડો કર્યો. શાહ આલમ મરેઠાના કબજામાં હોવાથી તેના અલ્હાબાદ અને કોરા પ્રાંત અયોધ્યાના નવાબને વેચાણ આપ્યા. તેના સબંધમાં અયોધ્યાના નવાબને રોહિલા જોડે લઢવામાં મદદ કરી અને કંપનીને માટે ઘણું નાણું મેળવ્યું. તથા કાશીના રાજા ચૈયતસિંહ અને અયોધ્યાની બેગમો પાસેથી ગેર વ્યાજબી રીતે નાણું મેળવ્યું એ સિવાય મરેઠા અને મૈસુરના રાજ્યો સાથે વિગ્રહ થયા તેમાં તેની જીત થઇ.

પ્ર૦ ચૈયતસિંહ અને અયોધ્યાની બેગમો વિશે શું જાણોછો?

ઉ૦ ચૈયતસિંહ એ કાશીનો ધનવાન રાજા હતો તેની પાસે હેસ્તિગ્સે પોતાના લેણા કરતાં વધારે નાણાં માગ્યાં તે તેણે આપ્યાં નહીં. તેથી તેને કેદ કર્યો. પરંતુ તેમાંથી નાશી તેણે ફિતુર મચાવ્યુ અને પરાજય પામ્યો તેની ગાદી તેના ભત્રિજાને આપી

અયોધ્યાની બેગમો ઉપર ચૈયત સિંહને મદદ કરવાનું તોહોમત મુકી કેટલુક નાણું તેમની પાસે માગ્યું. તે આપવાની તેણે હઠ લીધી તેમાં છેવટે દશલાખ પૌંડની મોટી રકમ તેની પાસે થી કઢાવી. આથી તેની કીર્તિને ઝાંખ લાગી.

પ્ર૦ મૈસુરના પેહેલા વિગ્રહ વિશે શું જાણોછો?

ઊ૦ આ વિગ્રહ ઇ.સ. ૧૭૮૦ થી ઇ.સ. ૧૭૮૪ સુધી ચાલ્યો મદ્રાસ સરકારની બે ફીકરી ચાલથી મૈસુરના હૈદરઅલ્લી અને નિજામ જો કે દુશ્મનાઇ થઈ તેમણે મરેઠાને પક્ષમાં લીધા હેસ્તિગ્સ સાહે બે ચતુરાઇથી નિજામ અને નાગપુરના મરેઠી રાજાને જુદા પા ડ્યા તેથી હૈદર એકલોજ રહ્યો પોર્લીલોરની લઢાઇ કર્નલ બેલી અને હૈદર વચ્ચે થઇ તેમાં બેલીના લશ્કરની કતલ થઇ અને તેજ જગાએ બીજી વારની લઢાઈમાં સર આયર કુટે તેને જી-ત્યો તેની મદદમાં પીઅર્સને મોકલ્યો હતો. તેણે નિજામને અ-ને મરેઠાને શેહેરમાં રાખ્યા. પરંતુ હૈદર અને તેનો દીકરો ટી-પુ બહાદુરીથી લડયા. ઇ.સ. ૧૭૮૨ માં હૈદરનો કાળ થયો. અ ને અરસ પરસનું જીતેલું પાછું આપવાની સરતે ઈ.સ. ૧૭૭૪ માં ટીપુ સાથે સલાહ થઇ અને પેહેલા વિગ્રહનો અંત આવ્યો.

પ્ર૦ મૈસુર જોડેના બીજા વિગ્રહ વિશે શું જાણો છો?

ઊ૦ એ વિગ્રહ ઇ.સ. ૧૭૯૦ થી ઇ.સ. ૧૭૯૨ સુધી ચાલ્યો તેમાં નિજામ અને મરેઠાએ ઇગ્રેજને મદદ કરી હતી. ગવરનર જનર લ લાર્ડ કાર્નવાલિસ સેનાપતિ હતો, કેટલાએક ઝઘડા થયા પછી ટીપુની રાજધાની ઘેરી લેવાનો વખત આવ્યો ત્યારે તેણે સલા હ કરી પોતાના રાજ્યનો અરધો ભાગ અને ખર્ચ બદલ ત્રણ કરોડ રૂપિઆ ઇંગ્રેજને આપ્યા. ટીપુ પાસેથી મળેલા મુલકમાંથી કેટ-લોક ભાગ નિજામ અને મરેઠાને વેંચી આપ્યો અને આ વિગ્ર હનો અંત આવ્યો.

પ્ર૦ મૈસુર જોડેના ત્રીજા વિગ્રહ વિશે શું જાણો છો?

ઊ૦ આ વિગ્રહ ઇ.સ. ૧૭૯૯ માં લોર્ડ મોર્નીગ્ટન (વેલેસ્લેઅ) ના વખતમાં થયો. ફ્રેંન્ચ સાથે ટીપુ ઉઘાડી રીતે ખટપટ કરતો હતો.

તે જાણવામાં આવ્યાથી આગલા ઠરાવ પ્રમાણે ચાલવાનું તેણે ફરમાવ્યું પણ તે નહીં માનવાથી આ વિગ્રહ ઉત્પન્ન થયો. વેલેસ્લેય જાતે મદ્રાસ આવ્યો. અને નિજામની મદદગાર સેના સહિત ઇંગ્રેજી લશ્કર મૈસુરના રાજમાં પેઠું. રણક્ષેત્રમાં કેટલીએક લઢાઇઓ લડયા પછી ટીપુ શ્રીરંગપટણમાં ભરાઇ ગયો. ઇંગ્રેજી લશ્કર કોટ તોડી અંદર દાખલ થયું તેની સાથે લઢતાં ટીપુ રણમાં પડયો (૧૭૯૯) અને રાજ્યનો કબજો ઇંગ્રેજે લીધો. તેના મુલકમાંથી મૈસુરનું જુનું હિંદુ રાજ્ય સ્થાપન કર્યું બાકીનો મુલક ઇંગ્રેજ, મરેઠા, અને નિજામે વેંચી લીધો તથા ટીપુના છોકરાઓને મોટા દરમાયા બાંધી આપી વેલોરમાં નજરકેદ રાખ્યા.

પ્ર૦ મરેઠી બીજા વિગ્રહ વિશે શું જાણો છો?

ઉ૦ એ વિગ્રહ ઇ.સ. ૧૮૦૨ થી ઇ.સ. ૧૮૦૪ સુધી ચાલ્યો એ વિગ્રહનુ કારણ એમ હતું, કે હોલકરે બાજીરાવ પેશ્વાને હરાવી નાશી જવાની જરૂર પાડી હતી તેથી તેણે ઇ.સ. ૧૮૦૨ માં વસાઇની સલાહ ઇંગ્રેજ જોડે કરી. એ ઠરાવ સિંધિઆ અને ભોંસલેએ કબુલ કર્યા નહીં અને વિગ્રહ આરંભ્યો આ લઢાઇના ઇંગરેજ સેનાપતિઓ સર અર્થર વેલેસ્લેય (ડયુક આવ વેલિંગ્ટન) અને જનરલ લાર્ડ લેક હતા વેલેસ્લેયે આસ્સયે અને આર ગમના સંગ્રામમાં જય મેળવ્યો, અને અહમદ નગર પણ જીતી લીધુ લેક સાહેબે અલીગઢ અને લાસ્વારીના સંગ્રામમાં જય મેળવ્યો અને દીલ્હી તથા આગ્રા શેહેરો લીધાં. આ પ્રમાણે તેઓ ઠેકાણે ઠેકાણે હાર્યા તેથી ઇ.સ. ૧૮૦૩ માં તેમણે સલાહ કરી જમનાંની ઉત્તરે આવેલા તમામ મૂલકનો હક સિંધિઆએ ઇંગ્રેજને આપ્યો અને શાહઆલમને પણ ઇંગરેજને સોંપ્યો ભોંસલાએ ઓરિસ્સા પ્રાંત ઇંગ્રેજને આપ્યો તથા તેનો વરાડ પ્રાંત નિજામને અપાવ્યો. પછી હોલ્કર સાથે કેટલાક યુદ્ધ થયા પછી આ વિગ્રહનો અંત આવ્યો.

## પ્રકરણ ૧૪ મું.

પ્ર૦ લાર્ડ કાર્નવાલિસ વિશે શું જાણોછો?

ઊ૦ એ કલકતાનો ગવરનર જનરલ હતો તેના પેહેલીવારના અમલ માં તેણે બંગાળામાં સ્થાયી જમાં બંધીની રીત દાખલ કરી. તથા મૈસૂર જોડે વિગ્રહ કર્યો બીજી વારના અમલમાં તે કાંઇ કરી શક્યો નહીં. કારણ કે હિંદમાં આવ્યા પછી તે તરત ગાજીપુર માં મરણ પામ્યો.

પ્ર૦ સરજોર્જ બાર્લોના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ એના વખતમાં બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ કમી થયું. આગળ કરે લા કોલ કરારો તોડી રજપૂત રાજાને તજી દીધા. સિંધિઆ અને હોલ્કરની સાથે તેમની મરજી પ્રમાણે સલાહ કરી. ઇ.સ. ૧૮૦૬ માં વેલોરમાં બંડ થયું પણ તે બેસાડી દીધું પરંતુ દેશ માં ધાસ્તી ઉત્પન્ન થઇ.

પ્ર૦ લાર્ડ મિન્ટોના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ એણે ઇ.સ. ૧૮૦૭ થી ઇ.સ. ૧૮૧૩ સૂધી અમલ ચલાવ્યો. તે ણે મારિસ અને જાવા બેટ જીતી લીધા. અને પર રાજ્યોમાં વકીલ મોકલી તેમની જોડે વેહેવાર વધાર્યો.

પ્ર૦ લોર્ડ મોયરા (માર્ક્વીસ આવ હેસ્તિંગ્સ) ના વખતમાં શા બનાવ બન્યા?

ઊ૦ એણે ઇ.સ. ૧૮૧૪ થી ઇ.સ. ૧૮૨૩ સૂધી અમલ ચલાવ્યો નેપાળના ગુરખા, પીંડારા અને મરેઠા સાથે વિગ્રહો થયા.

પ્ર૦ નેપાળના વિગ્રહ વિશે શું જાણવામાં છે?

ઊ૦ એ વિગ્રહ ઇ.સ. ૧૮૧૪ થી ઇ.સ. ૧૮૧૫ સુધી ચાલ્યો એ દેશ ના ગુરખા લોકો મૂળે હિંદુ છે તેમણે ખટમાંડુની ખીણો હાથ કરી અને પછી નેપાળના ડુંગરા અને ખીણો હાથ કરી. પછી તેઓ સિક્રિમમાં અને કમાઉનમાં તથા ગંગાના પ્રદે શમાં ઘુસવા લાગ્યા તથા ઇંગરેજી રૈયતને પીડવા માંડી. તેથી તેમને આગળ વધતા અટકાવવાની જરૂર પડી. તેમની સાથે લઢાઇ ઇ.સ. ૧૮૧૪ માં થઈ તેમાં ઇંગરેજની હાર થઈ, અને તેજ સાલમાં બીજી ચઢાઇ કરી તેમાં જનરલ આક્ટરલોનીએ નેપાળી લોકના એક પછી એક કિલ્લા જીતી લીધા. ઇ.સ. ૧૮૧૫

ગાંલેએ તેમના ઉપર ફરીથી ચઢાઇ કરી અને ખટમાંડુ સુધી જઇ પહોં ચ્યો. છેવટે તેમની વચ્ચે સેઆઉલીના કરાર થયા. એ કરારથી સિ ક્કિમ ગુરખાએ છોડયુ અને હિમાલયના આગલા ઘાટ ઉપરનાં તેમનાં થાણાં ઉઠાવી લીધાં. તેથી નીનીતાલ. મસૂરી, અને સીમ લા ઇંગરેજોને હાથ આવ્યાં.

પ્ર૰ પિંડારા લોકો વિશે શું જાણવામાં છે?

ઉ૰ તેઓ પૃથક પૃથક જાતનું લુટારૂ ટોળુ હતું. કોઈ એક જાતના કે એક ધર્મના નહોતા તેમને મરેઠી સરદારોની મદદ હતી તેમ નાં રેઠાણ માળવામાં હતાં. અને પૃથક પૃકક જગાએ લુટ કર તા તેમના નાયકો અમીરખાન. ચિતુ. અને કરીમખાન, હતા લાર્ડ હેસ્તિંગ્સે તેમનો અંત લાવવાને ઇ.સ. ૧૮૧૭ માં મોટુ લશ્ક ર એકઠું કર્યું અને ચારે તરફથી એક દમ તેમને ઘેરી લીધા. તે ઓ હાથમાં આવ્યા તેમને કચરી માર્યા. અમીર ખાનને ટાંક સ સ્થાન જાગીરમાં આપ્યુ કરીમખાન શરણે આવ્યો. અને ચીતુ જં ગલમાં નાશી ગયો. ત્યાં તેને વાઘે ફાડી ખાધો. એ રીતે લાર્ડ મોઇ રાએ (હેસ્તિંગ્સે) અને સરજાન માલ્કમે પિંડારાનો અંત આણ્યો.

પ્ર૰ મરેઠી ચોથા અને છેલા વિગ્રહ વિશે શું જાણો છો?

ઉ૰ એ વિગ્રહ ઇ.સ. ૧૮૧૭ થી ઈ.સ. ૧૮૧૮ સુધી ચાલ્યો. પુના માં ઇ.સ. ૧૮૧૭ માં થએલા છેલા કરારથી બાજીરાવ ના ખુશી થયો તેથી તેણે નાગપુરના અને ઇંદોરના મરેઠી સરદારો જોડે એ કો કર્યો અને એકી વખતે વિગ્રહ કરવાનું ઠરાવ્યુ ઇંગ્રેજ રેસિ ડેન્ટ એલ્ફીન્સ્ટન ચેતેલો હતો. બાજીરાવે પ્રથમ રેસિડેન્સી ઉપર અને પછી ખડકી ઉપર હુમલો કર્યો. પરંતુ એહુમલો ઇંગરેજોના પા છો વાળ્યો, પેશ્વા રાજધાની છોડી નાશી ગયો નાગપુરમાં પણ એ જ પ્રમાણે બન્યુ. માહીદપુરની લડાઈમાં હોલ્કર પણ હાર્યો આખરે પેશ્વાનો મુલક મુંબાઈ ઇલાકામાં જોડી દીધો પાછળથી બાજીરાવ સરજાન માલ્કમને શરણે ગયો તેણે તેને આઠ લાખનું પેનસન બાંધી આપ્યુ. અને બિઠુરમાં રાખ્યો અને શિવાજીના કોઇ વંશજ ને સતારાની ગાદીએ બેસાડયો અને બીજાને નાગપુરની ગાદી

એ બેસાડી મરેલી વિગ્રહનો અંત આણ્યો.

પ્ર૦ લાર્ડ આમૃહર્સ્તના વખતમાં કીયા બનાવ બન્યા?

ઊ૦ એના વખતમાં બ્રહ્મી સાથે પેહેલો વિગ્રહ, અને ભરતપુરની જીત એ બે મોટા બનાવ બન્યા.

પ્ર૦ બ્રહ્મી પહેલા વિગ્રહ વિશે શું જાણવામાં છે?

ઊ૦ એ વિગ્રહ ઇ.સ. ૧૮૨૪ થી ઇ.સ. ૧૮૨૬ સુધી ચાલ્યો આલોમ્પ્રાની પછી થએલા અધિપતિઓ એ આશામ ઉપર ફરીવળી તેઓ બંગાળાનાં બ્રિટિશ પરગણાંમાં પણ પસારો કરવા લાગ્યા તે બાબત તેમને સલુકાઇનાં કહેણ મોકલ્યાં પણ તે તિરસ્કાર સાથે પાછાં વાળ્યાં તેથી લઢાઇ જોડાઇ, ઇંગ્રેજોએ પોતાના લશ્કરના ત્રણ ભાગ કર્યા અને તેમને ત્રણ રસ્તે બ્રહ્મ દેશમાં પેસવા હુકમ આપ્યો. વિગ્રહ લગભગ બે વરસ ચાલ્યો, પરંતુ ત્યાંના હવા પાણી રોગી હતાં, એ કારણથી ઈંગ્રેજનાં વીસ હજાર માણસ મંદવાડથી મૂઆં તથા ચૌદકરોડ રૂપીઆ ખરચ થયા છેવટે આવાના રાજાએ યાન્દોબાની સલાહ કરી એ કરારથી તેણે આશામ ઉપરથી પોતાનો દાવો ઉઠાવ્યો. તથા આરાકાન અને તેનાસરીમ પ્રાંતો ઈંગ્રેજે જીતી લીધા હતા તે તેમની પાસે રહેવા દીધા. એ રીતે એ વિગ્રહનો અંત આવ્યો.

પ્ર૦ ભરતપુર વિશે શું જાણવામાં છે?

ઊ૦ ઇ.સ. ૧૮૨૭ માં જાટ સંસ્થાનમાં ભરતપુરની ગાદીને માટે વાંધો ઉઠયો હતો તેમાં ઇંગ્રેજ વચમાં પડયા અને લાર્ડ કામ્બરમિઅરે તે શેહેર જીતી લીધું.

પ્ર૦ લાર્ડ બેન્ટિકના વખતમાં કીયા બનાવ બન્યા?

ઊ૦ એના વખતમાં કેટલાએક સાર્વજનિક સુધારા થયા. અને ઠગ કે ફાંસિઆ લોકોનો નાશ પણ એના અમલમાં થયો, વસુલાતમાં સુધારો કર્યો. મૈસુરમાં જપ્તી અને કુર્ગના રાજનું જોડી દેવું એ એની કારકીર્દીનું પરિણામ છે.

પ્ર૦ ફાંસિઆ વિશે શું જાણો છો?

ઊ૦ એ લોકો ગળામાં ફાંસો નાંખી ખુન કરનારા હતા. તેઓ વે

પારી અને જાત્રાળુને વેશે ફરતા, એ વખત હિંદની પ્રજાને અતિ ત્રાસ દાયક હતો, કપ્તાન સ્લીમને તેમને શોધી શોધીને પકડયા અને જડમુળમાંથી ઉખેડી નાંખ્યા.

પ્ર૦ અફઘાનિસ્તાન સાથેના વિગ્રહ વિશે શું જાણો છો?

ઉ૦ દોસ્ત મહમદની ધારણા પેશાવર પચાવી પડવાની હતી, પરંતુ રૂશ સરકારને ખાળવાને તે અનુકુળ હતું, ઈંગરેજે સલાહ કરવાને બર્ન્સને મોકલ્યો હતો, પણ તે પાછો આવ્યો, તેથી અફઘાનિસ્તાનની ગાદીએ પોતાનું કહ્યું કરે એવા રાજાને બેસાડવાનો ગાંડો વિચાર લાર્ડ આકલાંડે કર્યો. એ કામ માટે શાહ સુજાને પસંદ કર્યો, પછી સિંધમાં થઈ એક લશ્કર પેઠું, કંદહાર શરણે આવ્યું. અને ગીજની જીતી લીધું, દોસ્તમહમદ નાઠો, અને શાહ સુજાને ગાદીએ બેસાડયો દોસ્ત મહમદ શરણે આવ્યો, તેને રાજકેદી તરીકે હિંદમાં આણ્યો, થોડા દહાડા શાંન્તિ ચાલી પરંતુ દેશ નિકાલ થએલા રાજાને ગાદીએ બેસાડયો. તેથી ત્યાંના લોકો નારાજ થયા, તેમણે બંડ ઉઠાવ્યું એ બંડનો આગેવાન દોસ્તમહમદનો કપટી શાહજાદો અકબર હતો, બર્ન્સને કાબુલમાંજ કતલ કર્યો. તથા મેકનાટન પણ માર્યો ગયો ઈંગરેજી લશ્કર હિંદ તરફ નાઠું, પણ પહાડી રસ્તામાં દરેકે જીવ ખોયા. ત્યાર પછી આકલાંડની જગાએ લાર્ડ એલનબરો નોમાયો, તેના વખતમાં જનરલ પોલોક સેલની મદદે કાબુલ ગયો, અને નાટ સાહેબ પણ ગયો. એ બધાં લશ્કરે કાબુલની ખરાબી કરી. ગીજનીને જીતી નીશાની દાખલ ત્યાંના રાજાનાં કમાડાં હિંદમાં આણ્યાં, આ વિગ્રહનું જોખમ લાર્ડ એલનબરોએ પોતાને માથે રાખ્યુ નહોતું.

પ્ર૦ સિંધ સાથેના વિગ્રહની હકીકત કહો?

ઉ૦ એ લઢાઈ ઇ૦સ૦ ૧૮૪૩ માં થઈ. એ લઢાઈ થવાનું કારણ એ હતું કે સિંધના અમીરો સ્વતંત્ર હતા, અને ઈંગરેજોને તેમાંનુ સ્વતંત્ર પણું ખુચીલેવા ચહાતા હતા. સરચાર્લસ નેપીઅરે તેમને મિઆનીની લઢાઈમા હરાવ્યા, અને એ પ્રાંત ખા-

લસા કર્યો.

પ્ર૦ શીખ લોકો સાથેના પેહેલા વિગ્રહ વિશે શું જાણો છો?

ઊ૦ રણજીતસિંહના મરણ ી તેનું રાજ્ય રૂડી રીતે ચલાવે એવો કોઇ પુરૂષ એ વંશમાં થયો ન ીં, તેથી એ રાજ્યમાં ખાલસા નામે સભા સ્થપાઇ, આગળ જતાં તેનું બળ વધ્યું, અને તે મણે ઈંગરેજ જોડે લઢવાનું કક્કી કર્યું ઇ૦સ૦ ૧૮૪૫ માં શીખ લશ્કર સતલજ ઓળંગી ઇંગ્રેજી મુલકમાં ધસ્યું, ઇંગ્રેજ સેનાપતિ સરહ્યુ ગાફ અને હાર્ડીંગ તેમની સામે થયા. તેમની વચ્ચે મુડકી, ફિરોજશહર, અલીવાન, અને સોબ્રાઓંન આગળ ચઢાઈઓ થઈ, તેમાંની પેહેલી ત્રણમાં ઈંગરેજનો પરાજય થયો. પરંતુ છેલીમાં ઇંગરેજો જીત્યા, લાહોર નગર ઇંગરેજને શરણે આવ્યું, પછી બંને વચ્ચે કરાર થયા, તેમાં રણજીતસિંહના બાળ કુંવર ધુલિપસિંહને રાજા માન્યો. જલંદર દુઆબ ખાલસા કર્યો, તથા મેજર લારેન્સને લાહોરનો રેસિડેન્ટ નીમ્યો.

પ્ર૦ લાર્ડ ડલહૌસીના વખતમાં કીયા મોટા બનાવ બન્યા?

ઊ૦ પંજાબનો (શીખ) બીજો વિગ્રહ. બ્રહ્મદેશ સાથેનો બીજો વિગ્રહ, નાગપુર, અયોધ્યા અને બીજાં દેશી સંસ્થાનોનું ખાલસા થવું, એ સિવાય બીજાં કેટલાંએક સુધારાનાં કામ પણ થયાં.

પ્ર૦ પંજાબના બીજા વિગ્રહ વિશે શું જાણવામાં છે?

ઊ૦ કરાર પ્રમાણે ઇંગરેજી અમલદારો શીખ રાજ્યમાં રહેતા, તે એ લોકોને પસંદ નહોતુ, તેથી તેમણે મુલતાનમાં ઇંગ્રેજી બે અમલદારોને મારી નાંખ્યા, અને શીખ રાજ્યમા ઠેકાણે ઠેકાણે ફિતૂર મચાવ્યું, તેમાં ખાલસા ફોજ પણ ભળી, પ્રથમતો ચિનીઅનવલ્લા આગળ લઢાઈ થઇ તેમાં ઇંગ્રેજની હાર થઇ, પરંતુ ગુજરાતના રણમાં લાર્ડ ગાફે તેમને હરાવી જય મેળવ્યો અને ઇ૦સ૦ ૧૮૪૯ માં પંજાબ ખાલસા કરી ઇંગરેજી રાજ્યમાં ભેળી દીધો અને ધુલીપસિહને પેનસન બાંધી આપ્યું હાલ તે ઈંગ્લાંડમાં છે, આ વિગ્રહમાં શીખ લોકોની મદદમાં દોસ્તમહમદ આવ્યો હતો.

પ્ર० બ્રહ્મદેશ સાથેના બીજા વિગ્રહ વિશે શું જાણો છો?
ઊ० ઇ०સ० ૧૮૫૨ માં થયો. બ્રહ્મી લોકોએ રંગુનના કેટલાએક યુરોપી વેપારી ઉપર માઠી વર્તણુંક ચલાવી, અને વરવા મોકલેલા કમાનનું અપમાન કર્યું. તેથી વિગ્રહ ચાલ્યો, ઇરાવદીનો તમામ પ્રદેશ ઇંગરેજે જીતી લીધો, અને આવાના દરબારે સલાહ કરવાની ના કહી, માટે જીતેલો મુલક ખાલસા કરી આરાકાન અને તેનાસરીમ પ્રાંતો સાથે પેગુને નામે જોડી દીધો.

---

# પ્રકરણ ૧૫ મું

પ્ર० ઇ०સ० ૧૮૫૭ નના બળવાનાં મુખ્ય કારણો કહો?
ઊ० લાર્ડ ડલહૌસીની રાજ્ય ખાલસા કરવાની પદ્ધતિ દેશીઓને અપ્રિય હતી, જેજે સુધારા ઇંગરેજોએ દાખલ કર્યા હતા, તે દરેકમાં તેમની ગુઢ યોજના છે એમ દેશીઓ સમજ્યા હતા, પદભ્રષ્ઠ થએલા રાજાઓ અને તેમના વારસો તથા વિધવા રાણીઓના જાણવામાં એમ હતુ કે દેશી લશ્કર વડેજ ઈંગરેજો જીતે છે. તેની સાથે તેમના જાણવામાં એમ પણ હતુ કે રૂશ દેશ ઇંગરેજનો સદાનો વેરી છે, પદભ્રષ્ટ થએલા રાજાઓને ભારે પેનશન બાંધી આપ્યાં હતાં. તેથી તેઓ ધનાડય થતા હતા તથા કારતુસોને કુકરની ચરબી ચોપડી છે એવી અફવા બંગાળી ફોજમાં ફેલાઇ હતી. તથા બુદ્ધિમાન અમલદારોનો તે વખત હિંદમાં ટોટો હતો. એ સિવાય બીજાં ઘણાં કારણો હતાં, પણ એકંદરે ડલહૌસીનો રાજ્ય કારભાર એ બળવો થવાનું મુખ્ય કારણ હતું
પ્ર० એ બળવાની હકીકત તેના પરિણામ સાથે કહો?
ઊ० મિરતના સિપાઇઓએ પેહેલો બળવો કર્યો, તેઓ કેદખાનામાં ધુસ્યાં અને છાવણીમાંના યુરોપીને કાપી નાંખ્યા, દિલ્હીની દેશી ફોજને ઉસ્કેરવા અને મુગલ પાદશાહનો અધિકાર સ્વીકારવા તેઓ દિલ્હી ગયા, ત્યાંના બંડખોર મુસલમાનો તેમાં ભળ્યા. પછી તેઓ વાવ્ય પ્રાંતો અયોધ્યા અને નીચલા બંગાળા તરફ ફેલાયા તેમનાં મુખ્ય

સ્થળ કાનપુર, દિલ્હી, અને લખનોર બન્યાં. કાનપુરવાળી ટુકડી નો આગેવાન ધોંડુપંથ અથવા નાનાસાહેબ હતો, તેણે પેશ્વા બની કાનપુર ઘેર્યું ત્યાના યુરોપિઓએ એ ઘેરો સહન કર્યો પરંતુ તેમને શરણે આવવાની જરૂર પડી. એ શરણે આવેલાને તેણે ઘાતકી પણે મારી નાંખ્યા. લખનોરના ઘેરામાં તે સકત ધવાણો તોંપણ ત્યાંથી ઇંગ્રેજો નીકળવા પામ્યા નહીં, સરકોલીન કમ્બેલે તેમને છોડાવ્યા. દિલ્હી વાળી ટુકડીનો આગેવાન બહાદુરશાહ અને તેનો શાહજાદો હતો કર્નલ નકલ્સન કેટલુક લશ્કર લઇ દિલ્હી માં પેઠો તેઓ સાત દિવસ સુધી બળવાખોર સામે લડયા. મી. હાડસને બહાદુરશાહ અને તેના શાહજાદાને પકડયા, બહાદુરશાહને રાજ કેદ તરીકે રંગુન મોકલી દીધો, અને શાહજાદાનો શિરચ્છેદ કર્યો, અયોધ્યાની બેગમ અને ત્યાંના ફિતૂર લોકો, તથા બરેલીનો નવાબ એ નાનાને મળી ગએલાં હતાં, સરકોલન કામ્પબેલે અયોધ્યામાં લઢાઇ ચલાવી અને નેપાળના ગુરખા રાજા જંગ બહાદુરે તેને મદદ કરી તેમણે એક પછી એક શેહેર અને કિલ્લા કબજે કર્યા અને બળવાખોરોને સરહદ બહાર હાંકી કાઢયા. મધ્ય હિંદમાં બળવો કરનાર ઝાંસીની રાણી અને તાતી આટોપી હતો, સરહ્યુરોઝ તેનો બંદોબસ્ત કરવા ગયો હતો. તેમાં ઝાંસીની રાણી લઢતાં રણમાં પડી. અને તાતીઆટોપી નાશી ગયો. પણ છેવટે પકડાયો અને માર્યો ગયો. આ બળવામાં શીખલોકોએ, મુંબાઇ અને મદ્રાસની દેશી ફોજે. અને સર સલારજંગના દાબથી હૈદરાબાદ સંસ્થાને ઇમાનદારી જાળવી રાખી. છેવટે મહારાણીએ કંપની પાસેથી હિંદનો રાજ વહીવટ ઇ૦સ૦ ૧૮૫૮ માં નવો કાયદો કરી પોતાને હસ્તક લીધો, અને પાદશાહી ઢંઢેરો બહાર પડયો.

---

## પ્રકરણ ૧૬ મું

પ્ર૦ મહા રાણીના ઢંઢેરામાં મુખ્ય શી હકીકત છે?

ઊ૦ એ લેખમાં મહારાણીના અમલની રાજ્ય નીતિના મુખ્ય આધાર તરીકે ધર્મ સબંધી છુટ. અને ન્યાયના નિયમો વગેરે ચતુરાઇ ભરેલાં વચનોમાં લખ્યાં છે. તથા બળવામાં જેમણે બ્રિટિશ યુરોપી પ્રજાનાં ખુન કરવામાં ભાગ લીધેલા તે સિવાયના તમામને માફી આપી હતી. એ સિવાય તેમાં ખરેખરી બાબત એ હતી કે દેશી રાજાને દત્તપુત્ર લેવાને છુટ આપી હતી.

પ્ર૦ લાર્ડ લારેન્સના અમલમાં શા બનાવ બન્યા?

ઊ૦ એણે ઇ.સ. ૧૮૬૪ થી ઇ.સ ૧૮૬૯ સુધી અમલ કર્યો. એના અમલમાં ભૂતાન સાથે વિગ્રહ થયો. તથા દાર્સી પરગણું ખાલસા થયું. અને ઇ.સ. ૧૮૬૬ માં ઓડિઆમાં દુકાળ પડયો ઇ.સ. ૧૮૬૮-૬૯ માં ઉપલા હિંદમાં પણ દુકાળ પડયો.

પ્ર૦ લાર્ડ મેયો વિશે શું જાણો છો?

ઊ૦ એણે ઇ.સ. ૧૮૬૯ થી ઇ.સ. ૧૮૭૨ સુધી અમલ કર્યો તેણે હિંદની દ્રવ્ય વૃદ્ધિને ઉત્તેજન આપ્યું. તથા સેરઅલીને અફઘાની સ્તાનનો અમીર સ્વીકાર્યો. અને ઇ૦સ૦ ૧૮૬૯-૭૦ માં શાહજાદો એડિનબરો હિંદમાં આવ્યો. ઇ.સ. ૧૮૭૨ માં આન્ડમાન ટાપુમાં એક ખુનીએ મેયોનું ખુન કર્યું.

પ્ર૦ લાર્ડ નાર્થબ્રુકના અમલમાં શા બનાવ બન્યા.

ઊ૦ ઇ.સ. ૧૮૭૪ માં નીચલા બંગાળામાં દુકાળ પડયો. અને ઇ.સ. ૧૮૭૫ માં વડોદરાના ગાયકવાડ મલ્હાર રાવને પોતાના દરબારના રેસિડેન્ટને ઝેર દેવાની કોશિસ કરવા માટે પદભ્રષ્ટ કર્યો. પરંતુ તેનું રાજ્ય તેના વંશમાંના એક બાળકને સોંપ્યું જે હાલ રાજ્ય કરે છે. ઇ.સ. ૧૮૭૫-૭૬ માં પ્રિન્સ આવ વેલ્સ હિંદની મુસાફરીએ આવ્યો.

પ્ર૦ લાર્ડ લિટનના અમલમાં શા બનાવ બન્યા?

ઊ૦ ઇ.સ. ૧૮૭૭ માં મહારાણીએ કૈસરે હિંદનો ખિતાબ ધારણ કર્યો. અને એજ સાલમાં આખા હિંદમાં દુકાળ પડયો. તેમાં સરકારને અગિયાર કરોડ રૂપિઆ ખરચ થયો, અને ભૂખ મરાથી ઘણાં માણસ માર્યાં ગયાં. એ સિવાય ઇ.સ. ૧૮૭૮ થી ૮૦

સુધીમાં અફ઼ઘાનીસ્તાન સાથે બે વિગ્રહ થયા.

પ્ર૦ અફ઼ઘાનીસ્તાનના એ વિગ્રહની હકીકત તેના પરિણામ સાથે કહો.

ઉ૦ ત્યાંના અમીર શેરઅલીએ રૂશ સરકારના વકીલોનો આદર સહિત સતકાર કર્યો. તેથી એ વિગ્રહ થયો. બ્રિટિશ લશ્કરો એ દેશમાં દાખલ થયાં, શેરઅલી તુર્કસ્તાન ભણી નાશી ગયો. અને ત્યાં મરી ગયો. તેના દીકરા યાકુબખાન સાથે ગંદમક મૂકામે કરાર થયા. તેની રૂએ સરહદનો કેટલોક મુલક ઈંગ્રેજને મળ્યો. તથા ઈંગ્રેજ અમલદારને કાબુલમાં રહેવા પરવાનગી મળી. ત્યાર પછી બ્રિટિશ રેસિડેન્ડ કાવાન્યારીને રસાલા સૂધાં અફ઼ઘાનોએ મારી નાંખ્યો. તેથી બીજીવાર લઢાઇ થઇ તે લઢાઈમાં યાકુબખાંએ ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો. અને તેને હિંદમાં આણ્યો. ત્યાર પછી લાર્ડ રિપનની નીમણુંક ઇ૦સ૦ ૧૮૮૦ માં થઇ. એના વખતમાં હેરાતી લશ્કરે ઈંગ્રેજી ટુકડીને હરાવી. પરંતુ ફ્રેડરીક રાબર્ટસે કંદહાહમાં કુચ કરી યાકુબખાનના લશ્કરનો પરાભવ કર્યો. અને અબદુલ રેમાનખાન નામે દોસ્ત મહમદના કુળના વડા વંશને ઇગ્રેજે અમીર કબુલ રાખ્યો. અને એ વિગ્રહનો અંત આણ્યો,

પ્ર૦ હાલનો ગવર્નર કોણ અને તેના વખતમાં શા બનાવ બન્યા.

ઉ૦ લાર્ડ ડફ઼રીને. બ્રહ્મી રાજા થીબોને પદભ્રષ્ઠ કરી તેનું રાજ્ય ઇ.સ. ૧૮૮૬ ના જાનેવારીમાં ખાલસા કર્યું



# સલાહો

૧૭૬૯ મદ્રાસની સલાહ–મૈસુરના પેહેલા યુદ્ધનો અંત આવ્યા પછી આ સંધિ થઇ. તેમાં એમ ઠર્યું કે એક એકના લીધેલા મુલક પાછા આપવા અને બંને પક્ષ વાળાએ વિગ્રહની પૂર્વે જેમ હતું તેમ ચાલવું.

૧૭૭૫ સુરતની સલાહ–મુંબઇ સરકાર અને રઘુનાથરાવ (રાઘોબા) ની વચ્ચે થઇ. તેમાં રઘુનાથરાવ ઇંગ્રેજને સાષ્ટી અને તેની આસપાસના બેટોનો કબજો આપે તો તેને પુનાની ગાદી મેળવવામ આપે એમ ઠર્યું.

૧૭૭૬ પંઢરપુરની સલાહ–ઈંગ્રેજ સરકાર અને પુનાની કોરટ વચ્ચે થઇ. આ સલાહથી ઇંગ્રેજે એમ કબુલ કર્યું કે સાષ્ટી તથા તેની આસપાસના બેટોનો કબજો કરવાદો તો રાઘોબાને એકલો મૂકીએ.

૧૭૭૯ વારગામનું તહનામુ (સલાહ)–ઇંગ્રેજ અને મરેઠા વચ્ચે થયું, તેમાં ઇંગ્રેજે એમ કબુલ કર્યું કે અમારે સાષ્ટી અને તેની આશપાસના બેટોનો કબજો નથી જોઇતો. ને તમારે અમને મૂંબાઈ સહીસલામત જવા દેવા

૧૭૮૨ સાલબાઇની સલાહ–ઇંગ્રેજ અને પુનાની કોરટ વચ્ચે આ સલાહમાં એવા કોલ કરાર થયા કે ઇંગ્રેજે મરેઠાનો લીધેલો મુલક પાછો આપવો. અને ઇંગ્રેજ તથા પોર્તુગીઝ સિવાય બીજી કોઇ પણ યુરોપિઅન પ્રજાને મરેઠી રાજ્યમાં પેસવા દેવી નહીં. ભરૂચ સિંધીઆને આપવું, અને કર્ણાટકમાં હૈદરે લીધેલો મુલક પાછો આપવાને મદદ કરવી. તથા રાઘોબાને ૨૫૦૦૦ નું પેનશન પેશ્વાએ આપવું.

૧૭૮૪ મંગલોરનું તહનામું–ઇંગરેજ અને ટીપુની વચ્ચે, આ સલાહમાં એમ ઠર્યું કે એક એકના પકડાએલા કેદીઓને છોડી મુકવા. તથા એક એકના લીધેલા મુલક પાછા આપવા.

૧૭૯૨ મંગલોરની બીજી સલાહ–લાર્ડ કાર્નવાલિસ અને ટીપુ વચ્ચે

થઇ તેમાં એમ ઠર્યું કે ટીપુનું અરધું રાજ્ય ઇંગ્રેજના સ નીલા રાજાઓને વેહેંચી આપવું, અને તેણે ત્રણ કરોડ અને ત્રીસલાખ રૂપઆ લઢાઇના ખરચ બદલ ઇંગ્રેજને આપવા. તથા વધારે ખાત્રી સારૂ તેના બે કુંવર ઇંગ્રેજની છાવણીમાં રહે.

૧૮૦૨ વસાઇની સલાહ–ઇંગ્રેજ અને બાજીરાવ વચ્ચે થઇ. તેમાં એવો ઠરાવ થયો કે ઇંગરેજે બાજીરાવને ગાદી પાછી અપાવવી, તથા તેના રક્ષણને માટે ઇંગ્રેજી લશ્કર પુનામાં રાખવું. તેના ખરચ બદલ બાજીરાવે ૨૬ લાખ રૂપિઆ દર વરસે ઇંગ્રેજને આપવા, તથા સુરત ઉપર કશો દાવો રાખવો નહીં અને નિજામ તથા ગાયકવાડ સાથે વાંધો પડે તો તેની પંચાત ઇંગ્રેજ કરે, તથા ઇંગ્રેજના નિષ્કપટ મિત્ર રહેવું.

૧૮૦૪ દેવગામની સલાહ–ઇંગરેજ અને ભોંસલા વચ્ચે થઇ. આ સલાહથી ભોસલાએ કટક, બાલાસુર, વર્ધા નદીની પશ્ચિમનો ભાગ, તથા બીજો કેટલોક મૂલક ઇંગરેજને આપ્યો. તથા તેમના પાડોશી સાથે વાંધો પડે તો તેની પંચાત ઇંગ્રેજે કરવી, અને ઇંગ્રેજના દુશ્મનની ફોજને તેના મુલકમાં રાખવી નહીં.

૧૮૦૩ સરજીઅંજે ગામની સલાહ–સિંધીઆ સરકાર અને ઇંગ્રેજ સરકાર વચ્ચે થઇ તેમાં સિંધીઆએ ગંગા અને જુમનાં વચ્ચેનો મૂલક તથા જેપૂર, જોદ્ધપુર, અને ગોહદની ઉત્તરનો મુલક. અહમદનગર, ભરૂચ, અજંધાટ, તથા ગોદાવરી વચ્ચેનો પ્રાંત, ઇંગરજને આપ્યો તથા પેશ્વાની સાથે વાંધો પડેતો તેની પંચાત ઇંગ્રેજે કરવી એમ ઠર્યું.

૧૮૨૬ યાન્દાબાની સલાહ–ઇંગરેજ અને બ્રહ્મીસરકાર વચ્ચે થઈ. તેમાં બ્રહ્મીઓએ વિગ્રહને અંતે આશામ, આરાકાન, તિનાસરીમ, એ ત્રણ પ્રાંતો તથા એક કરોડ રૂપિઆ ઇંગરેજને આપ્યા.

૧૮૩૮ માટીવરેટાઇની સલાહ–ઇંગરેજ તથા શાહસુજા અને રણજીત

સિંહની વચ્ચે થઇ તેમાં ઇંગરજોએ શાહસુજાને કાબુલની ગાદી પાછી અપાવવી એમ ઠર્યું.

૧૮૪૬ લાહોરની સલાહ–ઇંગ્રેજ અને શીખ લોકો વચ્ચે થઈ. તેમાં શીખ લોકોએ લઢાઇના ખરચને પેટે કાસ્મીર અને હજારા પ્રાંત, તથા સતલજ અને બીઆસ નદી વચ્ચેનો પ્રાંત આપવો. અને પંજાબની ગાદીએ દુલીપસીંગ જ્યાં સુધી ઉમર લાયક થાય ત્યાં સુધી ઉમરાવોની સભા કામ ચલાવે તથા તે બ્રિટિશ રેસિડેન્ટની આજ્ઞા પ્રમાણે ચાલે. અને લાહોરમાં તેમના રક્ષણ સારૂ ઇંગરેજી લસ્કર રહે. એમ ઠર્યું.

૧૮૫૩ બ્રહ્મદેશની બીજી સંધી–બીજા વિગ્રહની અંતે બ્રહ્મી રાજાએ આગળની સંધી કાયમ રાખી અને વધારામાં પેગુ પ્રાંત ઇંગ્રેજને આપ્યો.

૧૭૭૩ રેગ્યુલેટિંગ આક્ટ–આ આકટમાં કંપનીની સનંદને પેટે દરવરસે ચાળીસલાખ રૂપિઆ ઇગ્લાંડના ખજાનામાં ભરેએવી સરતે મુદ્દત વધારી. અને બંગાળાના ગવરનરને મુંબાઈ અને મદ્રાસના ગવર્નરનો ઉપરી ઠરાવી ગવર્નર જનરલનું પદ આપ્યું તથા તેનો વરસે અઢીલાખ રૂપિઆ પગાર ઠરાવ્યો: તથા એના અને કૌંસિલના હાથમાં કૂલ અખતિાર સોંપ્યો. કલકત્તામાં એક મુખ્ય અને ત્રણ ઉપ ન્યાયાધીશની સુપ્રીમ કોરટ સ્થાપી.

૧૭૮૪ પીટનું બીલ–આ બીલમાં પીટ નામે એક ઇંગ્રેજી મુખ્ય પ્રધાન હતો તેણે એક કાયદો મંજુર કરાવ્યો, આ કાયદાની રૂએ ઇસ્ટ ઇંડિઆ કંપનીના ડાયરેક્ટરોમાંથી ત્રણ જણની તેણે ગુપ્ત મંડળી નીમી, અને તેમને નામે તે કામ ચલાવે, એ ત્રણને માથે ઈંગ્લાંડના રાજ મંત્રી મંડળીમાંથી છ મંત્રીની સભા બનાવી, અને તેમના હુકમ પ્રમાણે કામ ચાલે એમ ઠર્યું અને એ છમાંથી જે પ્રમુખ ઠરે તેને ભરતખંડ ખાતાનો પ્રધાન ગણવો. કલકત્તાના ગવર્નરની કોંસિલમાંથી ચાર

મેમ્બરોના ત્રણ થયા, અને મુંબાઇ અને મદ્રાસ ઇલાકાના ગવર્નરને માટે કૉંસિલ ઠરાવી.

૧૭૮૪ ફૉકસનું બીલ–ફૉકસ નામે એક ઇંગ્રેજી મુખ્ય વજીર હતો, તેણે એક કાયદો મંજુર કરાવવાની ધારણા કરી, તેમાં કંપનીનો વહીવટ પાર્લમેન્ટે ઠરાવેલા અમલદારને સાંપવો અને વેહેપાર ડાયરેકટરોને હાથ રાખવો. પણ આ કાયદો ત્યાંના રાજાને ઠીક લાગ્યો નહીં તેથી નામંજુર કર્યો.

૧૮૫૮ માં એક બીલ પાસ થયું, તેથી હિંદુસ્તાનનું તમામ રાજ બ્રિટિશ રાજની સત્તા નીચે મૂકવામાં આવ્યું.

## હિંદના કીયા કીયા ભાગ ઇંગ્રેજને કયારે અને કોની પાસેથી મળેલા તેનું લીસ્ટ.

૧૬૩૯ મદ્રાસ–ચંદ્રનગરના રાજા પાસેથી

૧૬૬૮ મુંબાઇ–ઈંગ્લાંડના બીજા ચાર્લસ રાજા પાસેથી.

૧૬૯૬ કલકત્તા–ઔરંગજેબ પાસેથી વેચાણ લીધું.

૧૭૪૮ દેવીકોટા અને તેની આસપાસનો મૂલક–તંજાવરની લડાઇના સંબંધમાં મેળવ્યા.

૧૭૭૮ માહે ઇંગ્રેજોએ જીતીલીધું

૧૭૮૮ ઊત્તરસરકાર–નીજામ પાસેથી મળ્યો.

૧૭૬૫ બંગાળા–મીરજાફરના મરણ પછી ખાલસા કર્યું.

૧૭૯૯ મૈસુર–ટીપુના મરણ પછી મળ્યો.

૧૮૦૦ સુરત–ત્યાંના નવાબ પાસેથી ખાલસા કરી લીધું.

૧૮૦૦ વાવ્યપ્રાંત–ત્યાંનાં નવાબ પાસેથી ખાલસા કર્યો.

૧૮૦૧ કર્ણાટક–ત્યાના નવાબ પાસેથી ખાલસા કર્યું.

૧૮૦૩ કટક, બાલાસોર, વરધા નદીની પશ્ચિમનો ભાગ એ દેવગામની સલાહથી ભોંસલાએ આપ્યા.

૧૮૦૩ ગંગા જમનાં વચ્ચેનો મુલક, જેપુર, જોધપૂર, ગોહદની ઉત્તરનો મુલક, અહમદનગર, ભરૂચ, અજંથાટ અને ગોદાવરી

વચ્ચેનો મુલક, સરજીઅંજી ગામની સંધીમાં સિંધીઆ પાસેથી મળ્યા.

૧૮૧૮ પુના—બાજીરાવને પદભ્રષ્ટ કરી લીધો.

૧૮૨૬ આશામ, આરાકાન, તેનાસરીમ, એ બ્રહ્મદેશના રાજા પાસેથી મળ્યા.

૧૮૩૪ કુર્ગ ખાલસા કર્યો.

૧૮૪૩ સિંધ પ્રાંત અંગરેજી રાજમાં જોડી દીધો.

૧૮૪૬ સતલજ અને બીઆ નદીની વચ્ચેનો જાલંદર દુઆબ સીખ લોકો પાસેથી મળ્યો.

૧૮૪૮ સતારા—ત્યાંના રાજાના મરણ પછી ખાલસા કર્યો.

૧૮૪૯ પંજાબ પ્રાંત ખારસા કર્યો.

૧૮૫૩ પેગુ—બ્રહ્મદેશના બીજા વિગ્રહને અંતે મળ્યો.

૧૮૫૩ નાગપૂર ખલસાકરી મધ્યપ્રાંત બનાવ્યો.

૧૮૫૬ અયોધ્યા પ્રાંત ખાલસા કર્યો.

૧૮૫૮ દિલ્હીની પાદશાહી—ત્યાંના મુગલ પાદશાહ મહમદ બહાદુર શાહને દેશ નિકાલ કરી મેળવી.

## ઇસ્ટ ઇંડિઆ કંપનીના હાથ નીચે થએલા હિંદના ગવર્નર, અને ગવર્નર જનરલો તથા તેમના વખતમાં બનેલા રાજકીય મોટા બનાવોનું ટાંચણ.

| ગવર્નર અને કામ ચલાઉ ગવર્નર જનરલોનાં નામ. | મૂખ્ય બનાવોનું ટાંચણ. |
|---|---|
| ૧૭૫૮ કલાઇવ | અંધારી કોટડીવિશેની હકીકત, ૧૭૬૫ માં બંગાળા, બહાર, ઓરિસ્સા મેળવ્યા. તથા ફ્રેન્ચ સાથે વિગ્રહોકરી હિંદમાં ઇંગરેજી રાજ્યનો પાયો નાંખ્યો. |
| ૧૭૬૭ હેરી વેરેલ્સ્ત. | |
| ૧૭૬૯ જાન કાર્ટિયર. | |
| ૧૭૭૨ વારન હેસ્તિંગ્સ. | સન ૧૭૭૨ થી સન ૧૭૭૪ સુધી એ બં |

| | | |
|---|---|---|
| | ૧૭૭૪ માં ૧ ગ.જ થયો. | ગાળાનો ગવર્નર હતો. ૧૭૭૪ માં ગવર્નર જનરલ થયો. એણે બંગાળાના નવાબના પેનશનમાં ઘટાડો કર્યો. ૧૭૭૪ માં અલ્હાબાદ અને કોરા પ્રાંતો અયોધ્યાના નવાબ વજીર અલ્લીને વેચાણ આપ્યા. તથા રોહિલા જોડે વિગ્રહ કર્યો. કાશીના રાજા ચૈયતસિંહ. અને અયોધ્યાની બેગમો પાસેથી ગેરવાજબી રીતે નાણાં કઢાવ્યાં. મરેઠી પેહેલો અને મૈસૂરનો પેહેલો એ બે વિગ્રહો પણ એનાજ વખતમાં થયા. |
| ૧૭૮૫ | સરજાન મેક ર્ફસન (કામ ચલાઉ) | |
| ૧૭૮૬ | માર્કિવસ આવ કાર્નવાલિસ. | એણે બંગાળામાં સ્થાયી જમાબંધીની રીત દાખલ કરી. અને મૈસૂર જોડે બીજો વિગ્રહ પણ એનાજ વખતમાં થયો |
| ૧૭૯૩ | સરજાન શોર (તિગમથ) | |
| ૧૭૯૮ | સર એલ્યુર્ડ ક્લાર્ક (કામ ચલાઉ) | |
| ૧૭૯૮ | લાર્ડ મોર્નિંગ્ટન (માર્કિવસ આવ વેલેસ્લી | એણે પ્રથમ નિજામને પોતાના પક્ષમાં લીધો. અને મૈસૂર જોડે ત્રીજો ને મરેઠા જોડે બીજો એ બંને વિગ્રહો એના અમલમાં થયા. |
| ૧૮૦૫ | લાર્ડ કાર્નવાલિસ. (બીજીવાર) | |
| ૧૮૦૫ | સરજોર્જ બાર્લો. (કામ ચલાઉ) | એણે સિંધિઆ અને હોલકર સાથે ફરીથી કોલ કરાર કરી 'બ્રિટિશ રાજ્યના ક્ષેત્રફળમાં ઘટાડો કર્યો. અને સ. ૧૮૦૬ માં વેલોરનો બળવો થયો. |

| | | |
|---|---|---|
| ૧૮૦૬ | અર્લ આવ મિન્ટો. | એણે મારિસ અને જાવા બેટો જીતી લીધા તથા પંજાબ, અફઘાનિસ્તાન, અને ઇરાનમાં એલચી મોકલ્યા, |
| ૧૮૧૪ | અર્લ આવ મોયરા (માર્ક્વિસ આવ હેસ્તિંગ્સ) | એણે નેપાળી ગુરખા લોકો સાથે લઢાઇ કરી અને સેગાઉલીના કરાર કર્યા. તથા પિંડારા લોકોને વશ કર્યા. અને છેલો મરેઠી વિગ્રહ પણ એનાજ વખતમાં થયો. |
| ૧૮૨૩ | જાન આડમ (કામ ચલાઉ) | |
| ૧૮૨૩ | અર્લ આમહર્સ્ત | એના અમલમાં પેહેલો બ્રહ્મી વિગ્રહ અને કામ્બર મિઅરે ભરતપુર ગઢ જીત્યો. |
| ૧૮૨૮ | લાર્ડ વિલિયમ કેવેંડિશ બેન્ટિક. | એણે ક્રુર વિધિઓ બંધ કરી, તથા નામોશી ભરેલા ભેદ કાઢી નાંખ્યા, સર્વ લોકને પોતાના અભિપ્રાય જણાવવા છુટ આપી. તથા સ્થાયી ખર્ચમાં ઘટારો કર્યો ને જે જમીન વેરાથી બાતલ હતી તેનાં ઉપર કર ચાલુ કર્યો, તથા માળવાના અફીણ ઉપર જકાત ઠરાવી. સ. ૧૮૩૦ માં મૈસુરના રાજ્ય ઉપર જપ્તી બેસાડી, અને ૧૮૩૪ માં કુર્ગ પ્રાંત ઇંગ્રેજી રાજ્યમાં જોડી દીધો. |
| ૧૮૩૫ | સર ચાર્લસ મેટ્કાફ (કામ ચલાઉ) | એણે લાર્ડ બેન્ટિકના કરેલા સુધારાને અમલમાં આણ્યા. |
| ૧૮૩૬ | લાર્ડ આકલાંડ | એના અવિચારથી અફઘાનિસ્તાન સાથે વિગ્રહ થયો તેમાં ઇંગ્રેજના લશ્કરની અને મોટા મોટા સરદારોની હાની થઇ, તેમ છતાં પણ એ લઢાઇથી ઇંગ્રેજને કાંઇ લાભ થયો નહીં, |
| ૧૮૪૨ | અર્લ આવ એલનબરો | એના વખતમાં સિંધ જોડે વિગ્રહ થયો, તેમાં સર ચાર્લસ નેપિઅરે સિંધના અમી |

| | | |
|---|---|---|
| | | શેને જીતી એ પ્રાંત ખાલસા કર્યો. તથા ગ્વાલિઅરની ગાદીને માટે પડેલા વાંધાનો નિકાલ કર્યો. |
| ૧૮૪૪ | વાઈકાઊંટ હાર્ડિંગ | એના અમલમાં સ. ૧૮૪૫ માં શીખ લોકો સાથે પેહેલો વિગ્રહ થયો તેમાં છેવટે સલાહ થઈ અને ધુલિપસિંહને ઈંગ્રેજે રાજા માન્યો. |
| ૧૮૪૮ | અર્લ આવ ડેલહાઉઝી | એના વખતમાં સન ૧૮૪૯ માં પંજાબ સાથે બીજો વિગ્રહ થયો, તેમાં શીખ લોકો હાર્યા, અને પંજાબ પ્રાંત ઈંગ્રેજી રાજ્યમાં ભેળી દીધો, સન ૧૮૫૨ માં બ્રહ્મદેશ સાથે બીજો વિગ્રહ થયો. હિંદુરાજાઓને દત્ત પુત્ર લેવાની મના કરી કાયદો કર્યો, તેની રૂએ નાગપુર વગેરે દેશી સંસ્થાનો એક પછી એક ખાલસા કર્યા, અયોધ્યાનો નવાબ પોતાની રૈયતને પીડતો હતો, માટે સન ૧૮૫૬ માં એ રાજ્ય પણ ખાવસા કર્યું, |
| ૧૮૫૬ | અર્લ કેનિંગ | અર્લ ડેલહાઉઝીના રાજ કારભારથી સન ૧૮૫૭ માં મોટો બળવો થયો. તે તેણે સમાવી દીધો, સન ૧૮૫૮ માં મહારાણીએ હિંદનો કારભાર પોતાને હાથ લીધો |

## બાદશાહતને તાબે હિંદ થયા પછીના વાઇસરાયો.

| | | |
|---|---|---|
| ૧૮૫૮ | અર્લ કેનિંગ | |
| ૧૮૬૨ | અર્લઆવ એલજીન | |
| ૧૮૬૪ | સરજાન લારેન્સ. | એના વખતમાં ભૂતાન જોડે વિગ્રહ થયો, સન ૧૮૬૪ મા ડાર્સ પરગણું ખાલસા કર્યું, તથા સન ૧૮૬૬ માં ઓડિયામાં |

| | | |
|---|---|---|
| | | દુકાળ પડયો. |
| ૧૮૬૯ | અર્લ આવ મેયો. | એણે શેરઅલ્લીને અફઘાનસ્તાનનો અમીર સ્વીકાર્યો તથા ડયુક આવ એડિનબરો હિંદની મુસાફરીએ એના વખતમાં આવ્યો. મીઠાની જકાતમાં સુધારો કર્યો છેવટે આંડામાન ટાપુમાં કોઇ ખુનીએ તેનો ઘાત કર્યો. |
| ૧૮૭૨ | અર્લ આવ નાર્થબ્રુક | એના વખતમાં સન ૧૮૭૪ માં નીચલા બંગાળામાં દુકાળ પડયો. સન ૧૮૭૫ માં વડોદરાના ગાયકવાડ મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યો અને પ્રિન્સ આવ વેલ્સ હિંદમાં આવ્યો. |
| ૧૮૭૬ | અર્લ આવ લિટન | સન ૧૮૭૭ માં મહા રાણીએ કૈસરેહિંદનો ઇલકાબ ધારણ કર્યો અને એજ સાલમાં દક્ષિણ હિંદમાં દુકાળ પડયો. સન૧૭૭[illegible] થી સન ૧૮૮૦ સુધી અફઘાનિસ્તાન સા[illegible] વિગ્રહ ચાલ્યો તેનો અંત આવ્યા પછી [illegible] શીથી વિગ્રહ ચાલ્યો. તેમાં કાબુલીઓ [illegible] યો અને યાકૂબખાંએ અફઘાનિસ્તાન [illegible]રથી પોતાનો હાથ ઉઠાવ્યો. |
| ૧૮૮૦ | માર્ક્વિસ આવ રીપન | એના વખતમાં યાકુબખાંએ ફરીથી [illegible]ર લઈ લીધુ તથા દેશીઓને સ્વરા[illegible] સત્તા પણ એના વખતમાંજ મળી |

**સમાપ્ત.**



# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તક અમારે ત્યાંથી રોકડી કીમતે મળશે.
પટેલ. ચતુરભાઈ મોતીભાઇ પાસેથી અગર.
**નડીઆદ "ન્યુ" ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ.**
માંથી મળશે.

**છઠ્ઠા ધોરણના સવાલો તથા જવાબ સને ૧૮૭૬ થી ૧૮૮૫ સુધી**
**કીંમત. ફક્ત દશ આના**
હંટરકૃત ઇતિહાસનો પ્રશ્નોત્તર—છપાઈ બહાર પડયો છે. કીંમત (૬)
આના ટપાલ ખર્ચનો (૧) આનો વધુ.

"ન્યુ" ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાંથી રોકડી કીમતે મળશે
**અપ્રસિદ્ધ**
## ગુજરાતી પુસ્તક
**એક માસીક પત્ર**
.ેઓની કાવ્ય તથા પ્રાચિન કાળનું ગદ્ય
.મી આઠ પેજી ૩૨ પૃષ્ઠનુંછે જે માંસીક
પ્યાનો સમાવેલાં છે. તેની કીંમત ફક્ત
.લ ખર્ચ સાથેછે "ન્યુ" ગુ. પ્રી. પ્રે.